# 'વિવિધ ગ્રંથમાળા'નો પૃષ્ઠમેળ

'વિવિધ ગ્રંથમાળા'ના જુલાઈ ૧૯૬૦ થી જૂન ૧૯૬૧ સુધીના પૂરા થતા ૪૯ મા વર્ષમાં ગ્રાહકોને મોકલાયેલાં પુસ્તકોનો પૃષ્ઠમેળ નીચે મુજબ છે :

| | નામ | લેખક | પૃષ્ઠ | મૂલ્ય | ટ. ખ. |
|---|---|---|---|---|---|
| ૧ | પંચાંગ સં. ૨૦૧૭નું | હિમ્મતરામ જાની | ૧૩૨ | ૦·૬૫ | ૦·૨૫ |
| ૨ | બ્રહ્મસિદ્ધાંતમાલા | માણેકલાલ ગો. પરીખ | ૩૯૨ | ૪·૦૦ | ૦·૫૦ |
| ૩ | દશાવતાર | પાંડુરંગ વૈ. આઠવલે | ૩૪૪ | ૨·૫૦ | ૦·૪૦ |
| ૪ | મંત્રદ્રષ્ટા | ધીરજલાલ દ. માણુાચાર્ય | ૧૨૦ | ૧·૦૦ | ૦·૨૦ |
| ૫ | અનાવરણ | છગનલાલ પરમાર | ૨૫૬ | ૨·૫૦ | ૦·૩૦ |
| ૬ | સૌરાષ્ટ્રના સંતો | દેવેન્દ્રકુમાર કા. પંડિત | ૨૧૬ | ૧·૫૦ | ૦·૨૫ |
| ૭ | સૂક્તાવેલિ | સ્વામી અભિમાનદગિરિ | ૮૮ | ૦·૪૦ | ૦·૧૨ |
| | | | ૧૫૪૮ | ૧૨·૫૫ | ૨·૦૨ |

ઉપર પ્રમાણે વિવિધ વિષયનાં ૭ પુસ્તકો જેમનું એકંદર મૂલ્ય રૂા. ૧૨-૫૫ તથા ટપાલખર્ચના રૂા. ૨-૦૨ સાથે કુલ રૂા. ૧૪-૫૭ થાય છે, તે માત્ર રૂા. ૭-૫૦માં ગ્રાહકોને ઘેરબેઠાં મોકલાયાં છે.

ઉત્તમ વાચન સસ્તામાં સસ્તા મૂલ્યે પૂરું પાડનારી ગુજરાતની આ સૌથી જૂની અને લોકપ્રિય ગ્રંથમાળા છે.

વાર્ષિક લવાજમના રૂા ૭૫૦ માથી ગ્રાહક દીઠ ટપાલખર્ચ વી. પી. રજિસ્ટ્રેશનખર્ચ સાથે સુમારે રૂા. ૨-૫૨ થાય છે, તે બાદ જતાં માત્ર રૂા. ૪૯૮મા પ"૪ણા"ના કદના સુમારે ૧૫૦૦ પાનાનુ વાંચન ૭થી ૮ પુસ્તકો દ્વારા ગ્રાહકોને મળે છે.

સારા પુસ્તકો સસ્તા મેળવવા ઇચ્છનારે 'વિવિધ ગ્રથમાળા'ના ગ્રાહક થવુ કેટલુ લાભદાયી છે, તે ઉપરની હકીકતથી સહેજે સમજાશે એટલે આપ આ ગ્રંથમાળાનાં ગ્રાહક તરીકે ચાલુ રહેશો અને આપના સ્નેહીમ બંધીઓને આ માળા દ્વારા ઉત્તમ વાચન સસ્તા મૂલ્યે મળે છે તે હકીકતથી માહિતગાર બનાવી તેમને ગ્રાહક થવા પ્રેરશો એવી આશા છે.

# નિવેદન

સૌરાષ્ટ્રની પવિત્ર ભૂમિમાં જન્મ લઈ ભૂખ્યાં અને દુઃખિયાં-ની અનેક પ્રકારે-ખાસ કરીને કાવડ ફેરવી સદાવ્રત ચાલુ કરીને-સેવા કરીને અંતે જીવતાં સમાધિ લેનારાં સંત અણદાબાવા, સંત વાલમરામ, સંત મીઠા મા'રાજ, સંત લૂશો મેર તથા સંત વીરજી ભગત, સંત મોરાર સાહેબ, સંત ભીમ સાહેબ, સંત દેવીદાસ વગેરે પંદર સંતોના સેવાપરાયણતાથી ભરપૂર જીવન-પ્રસંગો આ પુસ્તકમાં સરળ શૈલીમાં રજૂ કરવામાં આવ્યા છે.

'સોરઠના સિદ્ધો' અને 'સોરઠી ઓસંતો' આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ થયાં છે. તેમાં આ પુસ્તકના પ્રકાશનથી ઉમેરો થાય છે. આશા છે કે, વાચકોને તે ઉપરનાં બંને પુસ્તકોની જેમ આ પુસ્તકનું વાચન પણ પ્રેરણાદાયી થઈ પડશે.

વલ્લભવિદ્યાનગર,
૧૭-૨-'૬૧

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
એચ. એમ. પટેલ (પ્રમુખ)

# ભૂમિકા

સંધ્યાના સુરેખ રંગો આકાશમાં થોડો કાળ ચમકી, પછી વિલીન થઈ જાય તેમ, સૌરાષ્ટ્રમાથી આ ગ્રંથમા સંગ્રહાયેલ સંતોની હારમાળા લય પામી ગઈ છે. સૌરાષ્ટ્રના ગામેગામ અને પાદરે પાદરથી આભના ચંદરવા હેઠળ ગાજતા પ્રભુ-ભજનના સુંદર સરોદો વિરમી ગયા છે. જનસેવા અને પ્રભુસેવાના શાશ્વત ધર્માદેશની આજે માત્ર વાતો જ થાય છે. ભુખ્યાને અન્નદાન એ ઈશ્વરના સાક્ષાત્કાર સમાન છે, એ ફિલસૂફીની આજ માત્ર ચર્ચાઓ જ રહી છે. આજ સંધ્યાના સુવર્ણરંગો ઉપર જાણે ઘેરું અંધારું છવાઈ ગયું છે, એ સુવર્ણરંગોના છેલ્લા ઝબકારારૂપે સૌરાષ્ટ્રના સંત ગાધીજી પ્રગટ્યા અને બુઝાઈ ગયા.

સૌરાષ્ટ્રના આ નિશ્ચલ કર્મયોગીઓએ સ્થાપેલ-સેવામંદિરો-સ્થાનકોની હાલત આજ હૃદયને દઝાડે તેવી છે, જ્યાં રક્તપીતિયા-કોઢિયલોની સેવા થતી, જ્યાં છુટ્ટે હાથે અભ્યાગતોને અન્નદાન-સદાવ્રત અપાતાં, અરે, જે જનસેવામા સહેજ ક્ષતિ આવ્યાના અપરાધે આ નિષ્કામ કર્મયોગીઓ જીવતા સમાધ લેતા, તેવાં કેટલાંક સ્થાનોના આજના સંચાલકોને મળવા જવુ હોય તો ગોરા હાકેમોને મળવા જવા માટે જેમ મુલાકાતની મંજૂરીની રાહ જોવી પડે, તેમ રાહ જોવી પડે. આજ તેઓ મીઠા મહારાજની જેમ અભ્યાગતોને ખવડાવવા રસ્તા ઉપર ખડે-પગે ઊભા રહેનારા નથી, પણ અમેરિકાના ધનકુબેરોની હારમાં ઊભા રહે તેવા હજારો રૂપિયાની કિંમતની મોટરગાડીઓમા સહેલ-ગાહ કરનારા છે. સંતોએ સ્થાપેલ કેટલાંક સ્થાનો, આજ એકમાત્ર દ્રવ્ય-ઉપાર્જન કરવાના લક્ષવાળાં બની ગયેલાં જોવામાં આવે છે. આજ અંતરીક્ષમાંથી એ સંતોનો આત્મા કકળતો હશે.

મારા પિતાશ્રીએ મને એકવાર કહ્યું, 'ભાઈ! લખવા જેવુ તો ઘણુંય હશે, પણ યુગયુગાંતર સુધીયે જે શાશ્વત ધર્મની જ્યોત બુઝાવાની નથી, એ જ્યોતિર્ધરોનાં જીવનચરિત્રો લખ અધર્મ અને અનીતિના

માર્ગે દોટ મૂકતી દુનિયા માટે આ જરૂરી છે. એ કોઈ લખશે નહિ. કોઈના હૈયે ચડશે નહિ. અને ચડશે તો એનું સંશોધન અકારું છે.'

એમણે મને એ સંતોનાં જીવન અને કવનનો અખૂટ ભંડાર ખોલી બતાવ્યો. કવન કેવાં? જીવનભરનો શાસ્ત્રમર્મજ્ઞ પણ જે ધર્મનું અસલ સ્વરૂપ રજૂ ન કરી શકે, તેના ધર્મનાં શ્રેષ્ઠ અંગ-ઉપાંગો એમણે આ ભજનમાં બતાવ્યાં, જન્મથી જ આહીર, રબારી, કોળી, કણબી જેવા પ્રજાના તદ્દન નીચલા થરમાંથી આવેલા આ સંતોનાં હૈયાંમાંથી એવી તો અમરવાણી પ્રકટી કે, જગતના શ્રેષ્ઠ કવિની કવિતા એની પાસે ઝાંખી પડે, જુઓ એણે ગાયું:

મેરુ તો ડગે રે જેનાં મન ના ડગે, મર ભાંગી પડે બ્રહ્માંડ જી; ✓

—અને આવા સંતોની તો સૌરાષ્ટ્રમાં હારમાળા પ્રગટી: આ ગ્રંથના પંદર સંતો સિવાય, જલારામ, લાલજી મહારાજ, આપો દાનો આદિ વગેરેની.

સૌરાષ્ટ્ર તો સંતોની: ભૂમિ, નિશ્ચલ સેવાપરાયણોની ભૂમિ, ધૂર્જટિ હિમાલયશા શીલ અને સંસ્કારમાં અડગ સંસ્કારસ્વામીઓની ભૂમિ, શાશ્વત સમ્યક્ ધર્મને જીવનમાં વણી લેનારા બુદ્ધોની ભૂમિ, અપરિગ્રહી સુદામાઓની ભૂમિ, રોગીઓની માવજત કરનારા ધન્વંતરીઓની ભૂમિ, જ્ઞાનશિરોમણિ શંકરાચાર્યોની ભૂમિ.

સૌરાષ્ટ્રના સંત દેવીદાસ રક્તપીતિયાઓની માવજત કરે. સંત અણુદાબાવા જામને કહે, 'મારી પાસે તો ગોપીચંદન અને ઠાકની તુલસીની માળા સંપત્તિમાં છે.' અહીંના ભોજાભગત શિષ્યસંત વાલમરામને કહે: 'અન્નદાન સમો કોઈ ચડિયાતો ધર્મ નથી.' સંત ગંગારામજી મોરબીના આજર મહારાજાને કહે: 'ભૂખ્યાઓની-ગરીબોની દુવા જેવી બીજી ચડિયાતી કોઈ દવા નથી.'

જ્યારે વિલાસ, લોલુપતા, દુરાચાર, અધર્મ, શોચનીય અને સ્વાર્થપરાયણતાનું વિષ રાષ્ટ્રનાં અંગ-પ્રત્યંગોમાં પ્રસરી ગયું છે, ત્યારે આવાં સંતોનાં પવિત્ર જીવન-ચરિત્રો મૂકવાની જરૂર છે.

**ભગથલા (મોરબી)**
તા. ૨૬-૧-'૬૧

**દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત**

# અનુક્રમ

પ્રવેશક

| | | |
|---|---|---|
| ૧ | સંત મહીદાસ | ૯ |
| ૨ | સંત નરસંગે | ૩૧ |
| ૩ | સંત લુણો મેર | ૪૧ |
| ૪ | સંત ગંગારામજી મહારાજ | ૫૮ |
| ૫ | સંત મીઠો ઢાઢી | ૬૮ |
| ૬ | સંત લાલબાપુ | ૮૫ |
| ૭ | સંત અણદાબાવા | ૯૨ |
| ૮ | સંત વીરજી ભગત | ૧૦૯ |
| ૯ | સંત વાલમરામ | ૧૨૧ |
| ૧૦ | સંત મોરારસાહેબ | ૧૩૦ |
| ૧૧ | સંત ગુણાતીતાનંદજી | ૧૩૭ |
| ૧૨ | સંત મીઠા મારા'જ | ૧૪૪ |
| ૧૩ | સંત ભીમસાહેબ | ૧૬૫ |
| ૧૪ | સંત હોથીજી | ૧૮૦ |
| ૧૫ | સંત દેવીદાસ | ૧૯૧ |

## સંત મહીદાસ

પરોઢનું પદ્મ ઊઘડતું આવતું હતું, તેમ તેમ પ્રભાતી રાગના સૂરો, નીરવ ગગનમંડપમાં અથડાતા હતા, બુલંદ અને ઘાટીલા સૂરે પ્રભાતી રાગ ઊઠતો હતો :

એ...ગોવિંદ ગુણ ગાયા નહિ, આળસ આવી અભાગી;
જનમ ગુમાવ્યો જંજાળમાં, મોહ મમતા ન ત્યાગી.

રાગ પોતે જાણે, સ્વરૂપ ધરી ગાતો હોય એવો દર્દભર્યો પ્રભાતી રાગ હતો. બગથલાવાસી તો આ સ્વરથી પરિચિત હતા. એ તો નિત્યનો કંઠ બોલતો હતો : સંત મહીદાસનો કંઠ. રોજ રોજ પ્રભાતે એ આ રીતે પ્રભુસ્મરણ કરતા, ત્યારે આ પ્રભાતિયાં સાંભળી બગથલાવાસીઓને પણ પળભર થતું : 'ઈશ્વર જેવી કોઈક વસ્તુ છે અને તે નિત્ય સંભારવા યોગ્ય છે. મહીદાસનાં પ્રભાતી પદો જાણ્યે-અજાણ્યે, અજ્ઞાન ગામવાસીઓને હૈયે ઈશ્વરસ્મરણ પ્રેરતાં.

પ્રભાતી સ્તવન પૂરું થયું, ત્યાં તો પૂર્વમાંથી સૂરજ-મહારાજ ધરતી ઉપર ઊગુંઊગું થઈ રહ્યા. એટલે સંત ખભે ઘડો લઈ નાહવા નીકળ્યા. મારગે જતાં જતાં જે કોઈ સામે આવે તેને ઊભો રાખતા અને કહેતા :

'સીતારામ !'

'સીતારામ બાપલા !' સામો ગામવાસી કહેતો.

પછી આ 'સીતારામ'નો વળતો જવાબ આપનારને કશું કહેવા જેવું ન હોય તો જવા દેતા અને જો કાંઈ કહેવા જેવું હોય તો ઊભો રાખી પૂછતા:

'તારા માંદા બળદને હવે કેમ છે જીવા?'

'ઠીક છે, બાપુ! કાલથી આજ ફેર છે.'

'તો સારું, નહિતર મને જરા ખબર દેજે, ઘા ધોવડાવવા હું આવું!'

'એ ઠીક બાપુ!' કહી જવાબ આપનારો ચાલતો થાતો. વળી બીજો સામે આવતો તેને ઊભો રાખી કહેતા:

'એલા અણદા! તારી ઘરડી માને કેમ છે?'

'એમ ને એમ છે બાપુ! કાંઈ ઝાઝો ફેર નથી.'

'ચાકરી બરાબર નં કરતો હો!'

'થાય એટલી ચાકરી તો કરું છું, પણ સુવાણ થાતી નથી.'

'ઠીક, જા, હું પૂજા કરી ઘેર આવું છું. બે'ક પ્રભુ-પદ ગાઈશું, થોડોક શેકબેક કરશું.'

કહી સંત સ્નાન માટે આગળ જતા. ગામ બહાર ફૂલઝર નદીના કાંઠાનાં કૂવામાંથી પાણી સીંચી, સ્નાન કરી સંત મઢૂલીએ આવ્યા. પછી ભગવાનની પૂજા કરી અને શિષ્યોને બોલાવી પૂછ્યું:

'ભાઈ મોરલીદાસ! આજ અભ્યાગત કોણ કોણ છે? માંદાસાજા મઢૂલીએ કેટલા છે?'

'અભ્યાગતમાં બાપુ! મોરબીથી બેચાર આવ્યા છે. એક તો માંડ હાલી શકે એમ છે અને માંદામાં ઓલ્યો, કાલવાળો ડોસો છે. તાવ હટ્યો નથી. ગૂમડામાંથી પરુ

હાલ્યાં જાય છે.'

'સમજાણું', રામરોટી લઈને આવો ત્યારે માંદા સારુ કૂણો કૂણો રોટલો ચોળી ભૂકો કરી ખવડાવજો. ડોસાનાં પરુ હું અબઘડી ગામમાં અણુદાની માને જોઈ આવી ધોઈ નાખીશ.'

એટલી પૃચ્છા કરી મહીદાસ ઊભા થયા. માથા પર કાનટોપી નાખી ડોકની તુલસીની માળા સરખી કરી, હાથમાં લાકડી લઈ 'હે ઠાકર!' કરી ચાલવા માંડ્યું.

સીધા અણુદાના ફળિયામાં ગયા. અણુદાનું ફળિયું 'સીતારામ સીતારામ'ના ઘોષથી ગાજવા માંડ્યું. સૌએ જાણ્યું કે બાપુ આવ્યા.

'કાં અણુદા, કેમ છે ડોશીને?'

'આવો, આવો, બાપુ! આ સૂતાં!'

'કેટલા દી સુવડાવી રાખીશ?'

'મારો શું ઇલાજ બાપુ, આમાં?'

'બાપુને બેસવા સારુ ધડકલી તો નાખી દ્યો!' અંદરથી અણુદાની વહુએ કહ્યું.

'એ ના, મારે કાંઈ પાથરવું નથી! હું કાંઈ થોડો જ મહેમાન છું? અમારે સાધુને બેસવાનાં ને પાથરવાનાં ન હોય,' કહી અણુદો પાથરતો'તો તે ધડકલી દૂર કરી 'હે ઠાકર!' કરી ભોંયે માંદી ડોશીના ખાટલા પાસે બેઠા.

'કાં મા! હવે શું વિચાર રાખ્યો છે?'

'હવે તો જીવ છૂટે તો સારું બાપુ!'

'અરે, એમ કાંઈ તમને જવા દેવાશે? અણુદાના છોકરાના ઘોડિયાની દોરી કોણ તાણશે, તમે નહિ હો તો?'

'આ દેહની પીડા ખમાતી નથી.'

'અણુદા! સગડીમાં થોડોક દેવતા અને શેકવા સારુ ગાભા લાવ્ય! થોડોક લીમડો અને આકડાનાં પાંદડાં લઈ આવ્ય! પછી ડીલને શેક કરીએ અને ભેળા ઠાકરનાં નામ ઉમેરીએ.'

'તમે બાપુ, મને શેક કરશો? હું શેક નહિ કરવા દઉં! સાધુ પાસે હું ચાકરી નહિ કરાવું!' ડોશી આક્રંદ કરી ઊઠ્યાં.

'અરે મા! સેવા કરવી એ તો અમારો, સાધુઓનો ધર્મ છે. અમારે સંસારમાં કાંઈએય મમતા હોય તો તે સેવા કરવાની છે. સંતની વાણીયુંમાં, મહાત્માઓના ગ્રંથોમાં, માડી! અમારે જે કાંઈ મેળવવાનું છે તે અભ્યાગતોની અને માંદાઓની માવજત કરી મેળવવાની આજ્ઞા દીધી છે. એટલે તમારે કાંઈ બોલવાનું નથી. મૂંગાં મૂંગાં પથારીમાં પડ્યાં રો', જુઓ! હું તમને શેક કરી, ભેળાં બે પ્રભુપદ સંભળાવું. એ દવાનીયે દવા છે.'

ત્યાં સગડીમાં દેવતા આવ્યો, એટલે સંતે લૂગડાનો ગોટો-દડો વાળી સગડીમાં તપાવી તપાવી ડોશીના અંગ પર શેકવા માંડ્યું. આ શેકની ગરમીથી ડોશીને આહ્‌લાદ મળવા માંડ્યો અને તેણે ઊંઘવા માંડ્યું.

'સૂઈ ગઈ!' કહી સંતે પ્રસન્નતા અનુભવી. શેક કરવાનાં બધાં સાધનો અળગાં મૂકી કહ્યું:

'માને મેં બે પ્રભુપદ સંભળાવવાનું કહ્યું છે તે સંભળાવી દઉં, મહા ઔષધિનું પાન કરાવી દઉં!' કહી ગેબમાં નજર નાખી ગાવા માંડ્યું. સૂર્ય મહારાજ હજુ

તપ્યા ન હતા એટલે પ્રભાતી રાગે આરંભ્યું :

રુદિયામાં રે'જો, હરિ મારા રુદિયામાં રે'જો;
જ્યાં રે જાઉં ત્યાં, હરિ મારા રદિયામાં રે'જો.

એમ ને એમ બે પદ પૂરાં કર્યાં. વાતાવરણમાં ચોમેર શાંતિ પથરાઈ ગઈ.

'લે અણદા ! હવે હું ઊઠીશ.' કહી લાકડી સંભાળી સંત ઊઠ્યા.

'પધારજો બાપુ !' અણદો બોલ્યો.

'પધારજો' શબ્દ કાને પડતાં સંત પાછા વળ્યા, અને અણદાને પાસે બોલાવી ખભે હાથ મૂકી કહ્યું :

'અણદા, ભાઈ ! 'પધારજો' આમ મને કોઈ દિવસ કહીશ મા. અમે તો સાધુ, હરિના ટેલવા, અમને એવાં માનપાનના વિદાયબોલ ન હોય. અમને ગર્વ ચડી જાય. એવી ભાવનાનો જન્મ એ તો પાપના જન્મ બરાબર છે, માટે કોઈ દિ' 'પધારજો' એવું કહીશ મા, બાપ !'

'ભલે, નહિ કહું, બાપુ !'

મહીદાસજી મઢૂલીએ આવ્યા. શિષ્યોમાંહેથી મોરલીદાસ અને ગોવિંદદાસ અભ્યાગતો સારુ રામરોટી ઉઘરાવવા ગયા હતા, લખમણદાસ હતા.

'લખમણદાસ ! કેમ છે બોલ્યા ભાભાને !'

'એ સૂતા ઓરડામાં, રાડયું નાખે છે.'

'ઠીક, તમે ઊનું પાણી મૂકો અને ઊનું થાય એટલે મને ખબર દેજો,' કહી મહીદાસજી એ ચીસો નાખતા ડોસા પાસે ગયા અને અમૃતમય વાણીથી બોલ્યા :

'કાં બાપલા, કેમ છે ? પીડા કેવીક છે ?'

'અરે બાપુ! મહીદાસ બાપુ! આ ગૂમડાની પીડા હવે ખમાતી નથી, હવે તો છૂટકો થાય તો સારું!'

'એમ તે કાંઈ તમને જાવા દેવાશે બાપલા, હું બેઠે! જરા સરખા થઈને સૂજો. હું તમારા ગૂમડા પરથી પરુ લૂછી, પછી તમને દવા લગાડી દઉં.'

લખમણદાસ ઊનું પાણી લઈને આવ્યા, એટલે મહીદાસે પાણીમાં રૂ બોળી બોળી, ગંધાતા ડોસાના ગૂમડાનું પરુ સાફ કરી, પછી ડાબલામાંથી પોતે જાતે બનાવેલ ચંદન શો શીતળ લેપ લુછાયેલા ગૂમડા પર લગાવી દીધો; એટલે ડોસાના શરીરે શાતા વળી ગઈ. પીડા શમવા આવી. ડોસાને લાગ્યું કે, જાણે અશ્વિનીકુમાર જાતે મારી સારવાર કરવા આવ્યા છે.

ત્યાં લખમણદાસે આવી ખબર દીધા :

'બાપુ! બહાર મોરબીના ઠાકોર પૃથુરાજજી આવ્યા છે.'

'પૃથુરાજજી! મોરબીના ઠાકોર પંડયે?'

'હા, પંડયે જ છે, અને કહે છે કે, બાપુને મારે મળવું છે.'

'આ આવ્યો,' કહી સંતે પરુવાળા હાથ ધોયા, અને આજાર ડોસાને માથે ઓઢાડી બહાર આવ્યા.

મહીદાસજી બહાર આવ્યા એટલે ઠાકોર ઘોડા ઉપરથી નીચે ઊતર્યા. અરસપરસ બેઉએ સામસામાં અભિવાદન કર્યાં.

'શીદ પધારવું થયું ઠાકોર?' સંત મહીદાસજી જાણતા હતા કે, મતલબ વગર રાજાઓ મહેલાત છોડી નીકળતા નથી.

'તમારા સુધી, થોડા કામ સારુ.'

'ખુશીથી વદો.'

'આજ અષાડ બેસવા આવ્યો તોય વરસાદ કેમ વરસતો નથી?' ઠાકોર પૃથુરાજજીએ પૂછ્યું.

સંત મહીદાસ સમજતા હતા કે, 'ઠાકોર વરસાદનું પૂછવા આવ્યા તે વસ્તીની પીડાએ નહિ, પણ વરસાદ નહિ વરસે તો, પોતાને જમીનની મહેસૂલ–કરવેરાની ઊપજ નહિ આવે, એટલે રંગરાગમાં ખામી આવશે માટે પૂછે છે.'

'એ તો ઈશ્વરના ઘરની વાત છે, ઠાકોર!'

'તમે તો સંત છો, તમારી જાણ બહાર આ વસ્તુ ન હોય!'

'ઈશ્વરના ઘેર શી શી ક્રિયાઓ ચાલતી હશે એની ખબર મારા જેવા પામરને ક્યાંથી હોય?'

'હું ન માનું. તમે ચમત્કારી પુરુષ છો એમ મેં સાંભળ્યુ છે.'

'ચમત્કાર તો જાદુગર કરે ઠાકોર! હું તો હરિનો ટેલવો છું. મારી પાસે ચમત્કાર કેવો! અને શ્રીહરિના નામે ચમત્કાર કરનારા પૂરા ઢોંગી છે, પૂરા પાપી છે.'

'હવે એ બધી આડીઅવળી વાત જવા દો, સંત! અને કહો કે, વરસાદ ક્યારે વરસશે?'

ઠાકોર પૂછતા હતા અને મહીદાસનું હૃદય વલોવાતું હતું. અંદર અભ્યાગતોને રોટી ખવડાવવાનો સમય થયો હતો. મઢૂલીમાંથી ઝીણા ઝીણા અવાજો આવતા હતા: 'અરે, મહીદાસ કિધર ગયા, હમકું ભૂખ લગી હે.' તો બીજો રોગી કણસતો બોલતો હતો:

'મહીદાસજી ! મારા બોખા દાંતે ચવાય એવો રોટલાનો ભૂકો કરીને દેજો.'

અને આવા આવા અવાજોની કરવત–ધાર સંતના હૈયા ઉપર ફરતી હતી. બહાર મોરબીનો લાલચુ ઠાકોર જીદ લઈ ને ઊભો ઊભો ખોટી કરતો હતો. સંત પૂરા અકળાતા હતા. અંતે નિર્ણય કર્યો. નિર્ણય કરતાં પહેલાં, બેઉ આંખો બંધ કરી, ગેબમાં જાણે કોઈક સાથે વાત કરી લીધી.

'ઠાકોર ! જલદી મોરબી ભણી ચાલવા માંડો. મોરબી પહોંચ્યા પહેલાં વરસાદ તમને આંબી જશે, જાઓ ! તમારો બગથલાનો ફેરો અફળ નહિ જાય.' બોલતાં બોલતાં જાણે અંદરથી કોઈક જબરજસ્ત ભીંસ આવી હોય એમ મહીદાસજીનું ગળું બંધ થઈ ગયું. પગ ભારે થઈ ગયા.

'એમ, વરસાદ વરસાવી જાણો છો ને પાછો વિલંબ કરી કાં વાતુંમાં નાખો, બાવાજી !' કહી ઠાકોરે ઘોડીનું મોં ફેરવ્યું અને મોરબી ભણી દોડાવી મૂકી.

બીજે દિવસે સવારે, મોરબીથી એક ઘોડેસવારે સંત જ્યારે મઢૂલી પર એકલા હતા ત્યારે આવીને કહ્યું :

'મોરબી ઠાકોર પૃથુરાજજી જગ્યાને બે સાંતીની જમીન આપે છે.'

'ભાઈ ! ઠાકોરને કહેજો, મારે જમીન જોઈતી નથી. અમારે સાધુઓને જમીન ઉપર વિશ્વાસ ન હોય. હરિના નામ ઉપર વિશ્વાસ છે અને એ વિશ્વાસે સંતોના રોટલા તથા બીજું ખર્ચ ઊપડે છે. જમીનનો અમારે ખપ નથી, માટે કોઈ બિચારા ગરીબ ખેડૂત પાસેથી જમીન આંચકી

ન લે તેમ કહેજો.' કહી મહીદાસે જમીનનો અસ્વીકાર કર્યો. આ વાત કોઈ શિષ્યોને કહી નહિ.

મોરબી ઠાકોર સાથે વરસાદનો પ્રસંગ પત્યા પછી મહીદાસજી કોઈ સાથે પૂરું બોલતા નથી, હૃદય ભારે થઈ ગયું છે. રાત્રી પડે છે અને ગેબમાં જાણે કોઈક સાથે વાતો કરે છે :

'હે પરમાત્મા ! મારાથી આ શું થઈ ગયું ! રાજાને–માનવીને રીઝવવા મેં તારા નામને વટાવ્યું, મેં જાદૂગરનું કામ કર્યું. તારા સમીપ હોવાની મેં વડાઈ કરી, સર્વશક્તિમાન અને ત્રિકાળજ્ઞાની હોવાનો મેં જગત સમક્ષ દાવો કર્યો. ઠાકોરની હઠ આગળ નમતું આપવાની મેં નબળાઈ દાખવી. આજ વરસાદ આવ્યાની આગાહી દીધાથી કાલ મને આવી પૂછશે કે, આ દુનિયાનું આમ કરી દ્યો. કાલ આ સારુ મારી સતામણી થશે, પછી અભિમાન મને આ ટેલવાનું કામ કરવા દેશે નહિ. તારા સ્વરૂપ આ તારાં બાલુડાંઓનાં પરુ ચૂંથવાનું હરિ! પછી મને ગમશે નહિ. હું આ માર્ગે ક્યાં વળ્યો ! મેં મનને કહણ શા સારુ ન કર્યું ? મેં ભારે અપરાધ કર્યો.'

અને તુરત પોતાના શિષ્યોને બોલાવી કહ્યું :

'ભાઈ! મોરલીદાસ, ગોવિંદદાસ, લખમણદાસ, આજરાત્રે ભજનકીર્તન થઈ રહ્યા પછી સૌ મારા આસન ઉપર આવજો.'

'હો, બાપુ!' સૌએ કહ્યું.

'આજ તો રૂડી રીતે ભજન ગાવાં છે. મોરબીના ઠાકોર પૃથુરાજજીના હૈયામાં ઠાકોરે વાસ કરી, બે સાંતીની

જમીન મોકલાવી છે.' મોરલીદાસે કહ્યું.

'મોરલીદાસ! આ મઢૂલી ઉપર, તમારા અને મારા ઉપર તો મોરબીના ઠાકોરનાય ઠાકોરની કૃપા છે એ ભૂલી ગયા?'

'હવે બાપુ તો આવા ને આવા રહ્યા, એવી જ્ઞાનની વાતું કાંઈ વહેવારમાં સારી લાગે?'

'આપણો સાધુઓનો વહેવાર શો, તમે જાણો છો સૌ ભાઈઓ?'

'સાધુઓ તો જગ્યા સ્થાપે, જગ્યાનું માહાત્મ્ય વધારે, પરચા પૂરે, પછી ઊપજ આવે એમાંથી એયને, રૂડી રીતનાં મકાન બંધાવીએ, ઘોડીયું રાખીએ, પછી એ ઘોડીયું પર બેસી ટેલું ઉઘરાવીએ, બીજું શું?' મોરલીદાસે કહ્યું.

'હરિ હરિ કરો બચ્ચાઓ! હરિ હરિ કરો! સાધુઓનો ધર્મ જગ્યાઓ બાંધી, પરચા પૂરવાનો નહિ. આ માંદાઓનાં લોહી-પરુ સાફ કરવાનો, આ તજાયેલા આજાર, અને અશક્તોનાં મોંમાં રોટલાનાં બટકાં પૂરવાનો છે. માર્ગ ભૂલેલા પતિતોને સન્માર્ગે ચડાવવાનો છે. આ સાધુઓનો ધર્મ છે. આટલું થઈ શકે ત્યાં સુધી જ, તેણે સ્થાનમાં રહેવું. તેમ ન થઈ શકે અને તમે કહ્યું તેમ ઘોડીયું ઉપર બેસી, ટેલું ઉઘરાવવાનું ટાણું આવે ત્યારે સમજવું કે, આ તો પ્રભુના નામે વેપાર કરવાની દુકાન છે. પ્રભુનું નામ વટાવવાની પેઢી છે, કોઈક જાદૂગરી ધંધો છે. એ માર્ગે હરિ નહિ મળે, એ માર્ગે નરકાગાર મળશે.'

'તો તો પછી બાપુ! મોરબી ઠાકોરે, બે સાંતીની જમીન આપવા કહાવેલ તેની ના કહી હશે?'

'હા, ભાઈઓ! મેં ના કહી છે; કારણ કે જગ્યામાં

જમીન આવવાથી આપણે આપણો ધર્મ ચૂકી જવાના હતા, માટે મેં જમીનનો અસ્વીકાર કર્યો છે. સાધુઓને જમીન, જગ્યા, મઠ, મંદિર પર મોહ હોય કે શ્રીહરિના નામ પર મોહ અને શ્રદ્ધા હોય, કહો જોઉં ? સાધુઓને, સંતોને જ્યારે જમીન ઉપર-જાગીર ઉપર વિશ્વાસ આવે, એટલે સમજવું કે, તેને ત્રિલોકના સ્વામી ઉપરથી વિશ્વાસ ઊડી ગયો છે. અને પ્રભુ પર જેને વિશ્વાસ નથી તેને સંતસાધુ કહી જ કેમ શકાય ?'

'જમીન હોત તો બાપુ, તેના અનાજથી આ અભ્યાગતોને રોટી પૂરી પડત, આ કાવડ ઉપર રોજ બબ્બે ગાઉ ફરતાં ગામડાંમાં રામરોટી ઉઘરાવી પગ તૂટવા આવ્યા છે તે તૂટત નહિ.'

'ભાઈ ઓ ! આપણે રામરોટીના બહાને લોકોનાં હૃદયમાં હરિ ઉપરની શ્રદ્ધાનો દીપક જલતો રાખવાનું મહાન પુણ્યનું કામ કરીએ છીએ. લોકો આ રોટીનો ટુકડો હરિના નામ પર આપે છે; કારણ કે એ તજાએલાંઓના, આજારોના, પતિયેલના તથા સંતોનાં મોંમાં જવાનો છે અને એ સૌની પરિતૃપ્તિથી પેદા થતું પુણ્ય એ રોટી દેનારાના ભાગ્યમાં જાય છે, એથી રોટી દેનારાનું કલ્યાણ થાય છે. તેઓની ધર્મ પ્રત્યેની લાગણી સદાકાળ જાગૃત રહે છે. જ્યારે આ બે સાંતીની જમીન આપવા પછવાડે ઠાકોરની કોઈ શ્રદ્ધા ન હતી, કોઈ ભાવના ન હતી, એ તો ચમત્કારથી અંજાઈ સ્વાર્થવશ ફેંકેલ વસ્તુ હતી. આવતી કાલની ચિંતા સર્જનહાર પર છોડવી જોઈએ, તેને બદલે જમીનો, જાગીરો વસાવી, જગ્યાઓ વિસ્તારે એ સાધુઓનાં-સંતનાં

લક્ષણ નથી, ભાઈઓ! એ તો બ્રહ્માંડના સ્વામી પરના અવિશ્વાસુઓ છે.'

'તો, તમારે ઠાકોરને વરસાદનું કહેવું નો'તું કે, અબઘડી વરસાદ વરસશે.'

'એ મારી મોટી ભૂલ થઈ ગઈ છે. એ ભૂલની સજા મારે, મારી જાત પર કરવી પડશે.'

'હવે જવા દો, બાપુ! એ વાતને. જે વાત બની ગઈ તેના હવે ઓરતા શા? ચાલો, પૂજાનું ટાણું થયું.'

સૌ પૂજાના કામ માટે ગયા.

રાત્રી પડી, નિત્ય નિયમ મુજબ મઢૂલીમાં સૌ ભજન ગાવા બેઠા. મૃદંગ, મંજીરા અને એકતારાના ઝણકારથી પ્રથમ ભજન શરૂ થયું:

> દા, લાગ્યો રે ડુંગરમાં, અમે કેમ કરિયે?
> કેમ કરિયે, અમે ક્યાં જઈ વસિયે...દા લાગ્યો રે...

જ્ઞાની પુરુષના સંવાદી જીવન જેવું, મૃદંગ, મંજીરા, અને એકતારો તથા ભજન ગાનારનું ગળું એકાકાર થઈ ગયાં છે.

અને ભજનની લીટીઓ જેમ જેમ અવરોહ ભણી જાય છે તેમ તેમ કાઠિયાવાડી ઘોડીની દોડ-ચાલ જેવી વગાડનારની આંગળીઓ મૃદંગ પર વેગ પકડતી જાય છે. મંજીરા તથા એકતારાનો એક અખંડ સૂર બંધાઈ ગયો છે અને તે પર ભજનિકનું બુલંદ ગળું આષાઢી મેઘ જેવું ગર્જતું, વાદ્યોની સૂરધારા ઉપર વહ્યું આવે છે.

ઉપર આભના ચંદરવામાં ઝબૂકતા તારાઓ પણ સ્થિર થઈ કાન દઈ આ ભજન સાંભળે છે.

આસગનાગ ગામવાસી શ્રોતાઓ પણ આ ભજનના કેફમા ચકચૂર છે

ભજનનો અ તભાગ આવ્યો

બાઈ માગ કે પ્રભુ ત્રિગિધના ગુણ વા'લા,
ચરણે બેસીને અમે, ગાયા કરિયે  દા લાગ્યો રે

અ તભાગની ટ્રકમા ગાનારે વાગવાર શબ્દો ઉથલાવી, ઉથલાવી હાથના મોગપી છત્ર્ મઢ્યા એકતારાને અદ્દર Cવાળી ઉલાળી મસ્ત બનાવ્યુ મૃદગ વગાડનારે ગતને દુગતમા જવા દીધી

આમ ભજન પૂરા થયા મધગતના એ નીરવ ગગન અને પૃથ્વી વચ્ચે ભજનના સૂગની જાણે ધાગ બ ધાઈ ગઈ

પછી નિત્યનિયમ મુજબ પ્રભુપ્રસાદ આવ્યો આ પ્રસાદ બ્રહ્માડના નાયકને સમર્પણ કર્યા પહેલા કેમ કરીને ખવાય, એટલે એને નૈવેદ્ય સ્વીકારવા કાકલૂદી કરતું કીર્ત- કીર્તન ઉપડ્યુ

જમો, જમોને, જગના આધાર રે, જુગતે જમાડુ,
શામળિયો સરજનહાર, ગભર ગમાડુ

એ પદ પૂરુ થયુ સૌને પ્રસાદ વહેચાયો પ્રસાદ લઈ ગામવાસીઓ, સીતારામ, સીતારામના નાદ ગજાવતા મઢૂલી બહાર નીકળ્યા વાદ્યો યથાસ્થાને મુકાયા, તે પછીથી સૌને સત મહીદાસે પોતાના આસન ઉપર બોલાવ્યા

'ભાઈ મોરલીદાસ, ગોવિ દરામ, લખમણદાસ! મે તમને કહ્યુ હતુ ને કે, ભજન પૂરા થયા પછી તમે સારા આસન ઉપર આવજો?'

'એ હા, બાપુ! તે પ્રમાણે અમે આવ્યા છીએ!'

'હવે, મારે તમને એક વાત કહેવી છે.'

'કહો બાપુ!'

'મારે સમાધ લેવી છે.'

'સમાધ! બાપુ! અને તેય તમારે?'

'હા, મારે.'

'પણ, શા સારુ! એવડું બધું શું છે?'

'ઘણું છે ભાઈઓ! કહ્યું જાય તેમ નથી.'

'આ અમે શું સાભળીએ છીએ?'

'તમે બરાબર, સાચું સાંભળો છો.'

'તમારે સંતપુરુષને, સાધુપુરુષને કયા ગુનાસર સમાધ લેવી પડે છે?'

'હું સાધુ મટી ગયો છું તેથી!'

'ના, બાપુ! તમે તો સાધુ–મહાન સંત જ છો.'

'ના, ના, જે દિ' મેં મોરબીના ઠાકોરને કહ્યું કે, 'વરસાદ તમને મોરબી પૂરા પહોંચવા નહિ દે, અને મારગમાં વરસશે.' આ બોલ કહ્યા પછી હું સાધુ મટી ગયો છું. એટલે મારે સમાધ લેવી છે. આવી ચમત્કારિક આગાહીના બોલ કાઢવા એ સાધુનું કામ નથી, અસાધુનું કામ છે. એ મારો અપરાધ છે. ઠાકોરને ઈશ્વર પર વિશ્વાસ રાખવાનું કહેવાને બદલે, હું ખુદ જ ઈશ્વર બની બેઠો. ઈશ્વરની કૃપાનો મેં માણસજાતની ખુશામત સારુ ઉપયોગ કર્યો, ત્યારથી મારું મહામૂલું સાધુપણું નાશ પામ્યું છે. એટલે હવે હું આ ઈશ્વરની ધરતી પર જીવવાલાયક નથી. ફરી સાધુ બની મારે ઈશ્વરના દરબારમાં જવું છે.'

'તમે કહેતા હતા ને કે, 'દીન–દુઃખીની સેવા એ

પ્રભુસેવા છે,' તો તમે અત્યારે મહૂલીયે જે દીન-દુઃખિયાંની ચાકરી કરો છો, તે કરતાંય વધુ ચાકરી કરી, પ્રભુની દયા મેળવી, થયેલ ભૂલ ધોઈ શકો છો.' શિષ્ય ગોવિંદરામે કહ્યું.

'તમારી વાત સાવ ખોટી નથી, પણ એક બીજુંય કારણ, સમાધ લેવા માટે છે.'

'વળી બીજું પણ કારણ!' શિષ્યો અજાયબી પામી બોલ્યા.

'હા, ભાઈઓ! એક બીજુંય કારણ છે. સાંભળો. કહું, આજથી થોડાં વરસો પછી સંવત ૧૮૬૯માં આ ધરતી પર મહાન દુષ્કાળ પડશે, વરસાદનું ટીપુંય પડશે નહિ.'

'એમ શા સારુ થશે બાપુ!'

'ધરતી ઉપરથી નીતિ અને સદાચાર નાશ પામ્યાં છે; માણસો ધર્મ સામે નહિ પણ સ્વાર્થ સામે જોવા લાગ્યા છે; પરોપકાર, સત્ય, દયા, ક્ષમા આ બધાંનો લોપ થયો છે, આથી વરસાદના દેવ કોપ્યા છે.'

'એમાં તમે કે અમે, કોઈ આડા હાથ થોડા દઈ શકવાના હતા?'

'આડા હાથ તો ન દઈ શકીએ, પણ તે વખતે એવું થશે કે, આજુબાજુના લોકો તથા ઠાકોરો મને પૂછવા આવશે; કારણ કે વરસાદ વરસવાની એક વાર મેં આગાહી કરી છે તે મારી ભૂલ થઈ છે. આથી લોકો-ઠાકોરો, મને પૂછવા આવશે કે, 'બોલ બાવા! વરસાદ કે'દિ' વરસશે?' ત્યારે હું કદાચ કહીશ કે, 'વરસાદ નથી વરસવાનો' ત્યારે તેઓ મને ચમત્કારી પુરુષ માની સતાવશે. અરે! કદાચ મને મારી નાખવા સુધી પણ તત્પર થશે, તે કરતાં

મારે જીવતા સમાધ લઈ આ નશ્વર દેહનો ત્યાગ કરવો તેમા ખોટુ શુ છે? આખર તો આ મહીદાસ નામનો દેહ માટીમા જ મળી જવાનો છે!'

'આનો કાઈક ઇલાજ કરો, સમાધ ન લેવી પડે એવો કાઈક વચલો માર્ગ કાઢો.'

'ના, ભાઈ! એ તો હવે વાત જ ન કરશો. આ પૃથ્વી પર મારે હવે એક ક્ષણ પણ રહેવુ નથી, કાઈ માર્ગ કાઢવો નથી. પૃથ્વી પર રહુ તો ફરી વરસાદ વરસાવવાની જાદૂગરી ઇચ્છા જન્મે.'

'પણ હજુ તો વાર છે ને બાપુ!'

'વાર શી! વાર કાઈયે નહિ, કાલ સવારમા જ કંકોતરિયુ લખવી છે.'

સમાધ લેવી, એ પરમ શુભ કામ માની, સૌરાષ્ટ્રના સતો એ વિદાયવેળાના સમયની જાણ કરવાના પત્રને કંકોતરી કહેતા.

'કાલે જ!'

'હા કાલે જ. સારા કામમા વાર શી?'

'બાપુ! બાપુ! ગજબ થાય છે!'

'ગજબનેય ઝીલી લે, તે જ સાધુ, ભાઈઓ! જાઓ. અભ્યાગતોની પથારી–પાગરણને તપાસી આસન ઉપર સૂઈ જાઓ.'

દુભાતે હૈયે શિષ્યો આસન ભણી ગયા.

શિષ્યો અભ્યાગતને તપાસી સૂઈ ગયા. સર્વત્ર પરમ શાતિ છવાઈ ગઈ ત્યારે ઉપર ગેબમા કોઈક સાથે જાણે વાતો કરતા હોય તેમ મહીદાસ મનોમન ઉચ્ચારતા હતા:

'હે કરુણાનિધાન! મારાથી તારા નામે જ ચમત્કારની વાતો થઈ ગઈ. હું સાધુ મટી ગયો. ભક્તિના, જ્ઞાનના ગુમાનમાં મેં મોરબીના ઠાકોરને વરસાદ વરસાવી દીધો. હવે મારે આ ધરતી પર એક પળવાર રહેવું નથી. વળી આવનારા દુષ્કાળમાં, લોકોનું દુઃખ મારાથી જોયુ જાશે નહિ, મારા પ્રભુ! એટલે હવે તારી પાસે ઝટઝટ આવી પહોંચવા માટે સમાધ લેવાનું બળ દેજે, બ્રહ્માંડના સ્વામી!'

અને ઉપર, આભના ઓવારે, ઝબૂક ઝબૂક ઝબૂકતાં તારલિયાઓ મહીદાસની આ હૃદયવ્યથાના સાક્ષી હતા.

[ ૨ ]

પ્રભાત થયુ. સ્નાન કરી સંત શિષ્યો પાસે કંકોતરી લખાવવા બેઠા. કંકોતરીમાં લખાવ્યુ:

હે સંત!

અમારા પુણ્યના સંચિતથી, જ્યાં જતિ અને સતીએ આખરનો વિસામો મેળવ્યો છે એ હરિના ધામમાં-અલખને દરબાર જવા અમને મત્ય સૂઝી છે, હામ થઈ છે. અસરું કરવું હવે અમને પોસાય તેમ નથી. ઉપરથી ધણીના સાદ થાય છે, તેથી અમારે સમાધ લેવી છે. તો સંવત ૧૮૬૦ના આસો સુદ ૧૧ાના રોજ અમારાં, હરિના ધામમાં વળામણાં કરવા તથા છેવટના 'જે સીતારામ' કરી લેવા, મોરબીરાજના ખગથલા ગામે, અમારી મઢૂલીએ, આસો સુદ ૧૦ની ગોધૂલીસમયે પધારશો. ૧૧ાની સવારે મા'રાજ ઊગતાં અમો સમાધમાં બેસશું.

લિ. ચરણરજ મહીદાસના સીતારામ.

કંકોતરીઓ નામવાર લખાણી. વાંકાનેરનું કેરાળા, મોરબી પાસેનું નાના દહીંસરા, જામનગર, જામખંભાળિયા, ગરવા ગિરના ગેબી સંતો, પાંચાળનું ભક્તમંડળ, સતાધાર, વાંકાનેર, સીમરોલી, મોરબી.

લગ્ન પ્રસંગે જેમ કંકોતરી પર કંકુનાં છાંટણાં થાય તેમ કંકોતરી ઉપર કંકુના છાંટણાં થયા. ખેપિયાઓ દ્વારા કંકોતરીઓ રવાના થઈ. મૃત્યુના મહાઉત્સવમાં મહાલવા, દેવદૂતોને જાણે તેડાં મોકલ્યાં.

સમય થયો, સંતો, સાધુઓ આવી પહોંચ્યા. નિરભિમાની, નિરહંકારી, સૌમ્ય અને શાંત, સાગરશા ધીર ગંભીર અતિથિઓ આવ્યા. સ્વર્ગમાંથી જાણે દેવદૂતો આવ્યા.

સંતમંડળીના નિયમ મુજબ સુદ ૧૦ની સાંજે, કેડે મૃદંગ બાંધી ઝાંઝ, કડતાલ વગાડતા, ગાતા, મહીદાસે ગામઝાંપા બહાર આવનાર સંત-અતિથિઓનું સ્વાગત કર્યું. આવનાર બધાય સંતોને મહીદાસે પગે લાગી વંદના કરી. ગોધૂલીસમયે પાદર 'સીતારામ, સીતારામ'ના નાદથી ગુંજવા લાગ્યું. પાછા ગાતા-વગાડતા સૌ મઢૂલીએ આવ્યા. રાત્રે સૌને મીઠો પરસાદ આપ્યો.

આ મહેમાનો માટે, કાંઈ ગાદલાં, ગોદડાં કે ઉતારા-પાણીની સગવડ કરવી પડે તેમ ન હતું અને આવી સગવડ ન હોય તો કોચવાઈ જાય તેવા આ અતિથિઓ ન હતા. આ તો હતા પ્રભુના બંદા, નિર્મોહી આત્માઓ.

રાત પડી, અનંતના આરે તારલિયાઓની રોશની ઝબૂકી ઊઠી અને મૃદંગ ને એકતારો સજ્જ થતા હતા.

ભજન ગાનારા સૌ સંત-ભજનિકો ગોળાકારે ગોઠવાઈ

ગયા. વચમાં ઘીની જ્યોત સળગાવી, સુગંધી ધૂપ કર્યો અને એકે ગગનના ઘુમ્મટને ગજાવતું પદ ઉપાડ્યું:

> જૂનું તો થયું રે દેવળ જૂનું તો થયું;
> મારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું...

ગાનારની એક એક લીટીને, પાછળ ગાનારાઓ ઝીલી ગાયે જતા હતા. મૃદંગ સાથ પુરાવતું હતું. સરસ્વતીની વીણાના મૃદુ ઝંકાર સમા, વીસ પચીસ હાથના મંજીરા એક જ સૂરે, તાલ અને લયમાં વાગતા હતા. તેનો એક અખંડ સૂર બંધાઈ ગયો હતો.

રાતભર આમ ઈશ્વરનાં પદો ગવાયાં, પરોઢિયું થયું અને બે સંતો ખાડો ખોદવા બેઠા.

બીજી બાજુ સંત મહીદાસ સ્નાન કરવા ગયા. સ્નાન કર્યું, પછી કપાળમાં તિલક કરી, સંતોએ પ્રસાદીરૂપે નવી લાવેલ તુલસીની માળા ડોકમાં પહેરી. માથા પર નવી કાનટોપી નાખી ત્યારે મોં પર પ્રસન્નતા ઝળકી ઊઠી.

ઉગમણી દશ્યે સૂરજ મહારાજ ઊગ્યા, ત્યાં સમાધનો ખાડો સંપૂર્ણ ખોદાઈ રહ્યો. ખાડામાં વચમાં બાજઠ મુકાયો. બાજઠ ઉપર કંકુનો સાથિયો પૂર્યો.

અહીં સંત મહીદાસ સૌ અતિથિ સંતોને એક એક કરી મળવા લાગ્યા. 'સીતારામ સીતારામ'ની અખંડ સ્વરધાર જાણે રચાઈ ગઈ. પછી મહીદાસે તમામ સંતોની પ્રદક્ષિણા કરી અને ફરીવાર બે હાથ જોડી સૌને જે સીતારામ કર્યા.

પછી શિષ્યોને બોલાવી માથે હાથ મૂકી કહ્યું:

'ભાઈ મુરલીદાસ, ગોવિંદરામ, લખમણદાસ, હું લાંબા ગામતરે જાઉં છું. તમે આ સ્થાન છોડી જજો. આ સ્થળ ઉપર મારી ભારે ભૂલ થઈ ગઈ છે. એ સ્થળ ઉપર એક

માત્ર મારી સમાધ રહે તેમ મારી ઇચ્છા છે, માટે બીજે જઈ હરિના ટેલવા થઈ રહેજો.'

ત્યાં તો બગથલા ગામના લોકો રોતા રોતા આવી પહોંચ્યા; એટલે સંતે કહ્યું :

'ભાઈઓ! રૂઓ છો શા માટે? આ દેહ આખર તો એકવાર માટીમાં મળી જ જવાનો છે; એટલે જે વસ્તુ સાચે જ નાશવંત છે એનો મોહ કે મમતા શી?'

આ પ્રજાસેવક અને નિઃસ્વાર્થી, નિર્મોહી સાધુપુરુષનું પ્રયાણ સાચે જ બધાને ખટકતું હતું.

સંતને સમાધમાં બેસવાની વેળા થવા આવી એટલે એક પછી એક ગામલોકો પગે લાગવા આવવા લાગ્યા. સંત તેમને ઓળખી ઓળખી ભલામણો કરતા હતા :

'જો ભાઈ કુંવરજી! તારા પાડોશી સાથે ગાડાં મૂકવા બાબત તકરાર કરીશ મા! ઈ પાડોશી ઘેલો તારાથી નાનો છે, નાના સામે મોટાથી ઝઘડો ન થાય.'

બીજો પગે લાગવા આવ્યો તેને ઊભો કરી કહેવા લાગ્યા:

'જો ભાઈ કાના! તું તારી ઘરવાળીને મારકૂટ કરછ. સ્ત્રી તો અબળા કહેવાય. તેનાં માબાપ, ભાઈબહેન, સૌને મૂકી તારા આશરે આવી છે. તેને તો એક કડવો બોલ પણ ન કહેવાય. વળી તારી ખેતીનું બધું કામ કરી દે છે. એને હવે મારકૂટ કરીશ મા. મને વચન દે.'

'વચન દઉં છું બાપુ! હવે ક્યારેય નહિ મારું.'

'જા, તેમાં પ્રભુ રાજી છે.'

વળી ત્રીજો અભિવાદન કરવા આવે છે તેને પણ ઓળખી અગાઉની જેમ જ કહે છે:

'જો ભાઈ અણદા! તારી ઘરડી માની ચાકરી કરજે.

માબાપની ચાકરી કરવાથી પ્રભુ પ્રસન્ન થાય છે અને શ્રવણની કથા તો મેં તમને કેટલીયે વાર સંભળાવી છે!'

આજ્ઞા માથે ચડાવી તે જાય છે ત્યાં ચોથો આવે છે, તેને પણ ઓળખી કહે છે:

'અરે ભાઈ મઘા, તારા જાનવર સારુ પૂરું ચારોલું રાખ્યા સિવાય વેચાણ કરતો નહિ. બાપલા! ઢોરાં ઉનાળામાં અર્ધાં ભૂખ્યાં રહે એમ ખડ, નીરણ, ભૂકો, ડાંખળી, પાનું કાંઈ કરતાં કાંઈ વેચીશ મા; નીકર ગભરુડાં અબોલ જાનવરના તને નિસાસા લાગી જશે.'

તે ગયા પછી સૌ ગામવાસીને કહ્યું:

'ભાઈઓ! આજથી મેં મારા શિષ્યોને આ મઢૂલી છોડી બીજે જવા કહ્યું છે; એટલે તમારી પાસે હવે કોઈ રામરોટી ઉઘરાવવા નહિ આવે. પણ ઠાકોરદુવારામાં કે બીજે કોઈ પણ સ્થળે, અભ્યાગત તમારા ગામમાં આવી ચડે તેને પ્રથમ રોટલો પહોંચાડજો. અન્નના જેવું કોઈ દાન નથી, કોઈ પુણ્ય નથી.'

આટલું બોલી, 'હે ઠાકર!' કહી સંત જેવા ખાડામાં ઊતર્યા કે ખાડા બહાર સંતો મૃદંગ, ઝાંઝ, કડતાલ તથા મંજીરા લઈ ચોમેર ફરતા બેસી ગયા.

અંદર ઊતરી મહીદાસ બાજોઠ પર પલાંઠી વાળી બેઠા, જાણે મોક્ષને માંડવડે અભેદમાર્ગનો પ્રવાસી વરરાજા બેઠો.

બહાર ખાડાના કાંઠે બેઠેલા સંતોએ પદ ઉપાડ્યું, વાજિંત્રો ઝંકાર કરી ઊઠ્યાં:

મળશું અલખને દરબાર, મળશું સાહેબને દરબાર!
મળશું જતિ સતી હો...જી.

ભજન ગવાવા લાગ્યું તે સાથે જ બે સંતોએ

'સીતારામ, સીતારામ'નો ઉચ્ચાર કરતાં કરતાં, ધૂળનો ખોબો ખાડામાં નાખ્યો.

બહાર ભજન ગાવાનો વેગ વધતો હતો :

'મળશું જતિ સતી હો...જી!'

ધૂળ નાખનારા સંતોએ વધુ ઝડપથી ધૂળ નાખવા માંડી. ધૂળ છાતી સુધી આવી. બહાર ગવાતું હતું:

મળશું અલખને દરબાર, મળશું સાહેબને દરબાર ..

જોતજોતામાં ધૂળ ડોક સુધી આવી.

બહાર બ્રહ્માંડને ભરતા શબ્દે સંતો ગાતા હતા :

મળશું જતિ સતી હો જી...

ખાડામાં સંપૂર્ણ ધૂળ નખાઈ ગઈ. જમીન જેવી જમીન બની ગઈ એટલે ભજન સમાપ્ત થયું.

આવનારા સંતોએ પછી એક પળનોય વિલંબ કર્યા વગર જેવી રીતે આવ્યા હતા, તેવી જ રીતે ડંડા–ઝોળી સંભાળી અરસપરસ 'સીતારામ, સીતારામ'ના નિનાદ ગજવતા બગથલા છોડયું.

સંતની આગાહી મુજબ સંવત ૧૮૬૯માં દુષ્કાળ પડ્યો હતો.

બગથલા ગામ મોરબીથી દશ માઈલ દૂર પશ્ચિમમાં છે. આજે પણ ગામની બરાબર મધ્યમાં આ સંત મહીદાસની સમાધ-દેરી મોજૂદ છે. દેરી ઉપરની પીળા રંગની ફરેણ અહર્નિશ વાયુના વીંજણા ઢાળે છે. લોકો માનતાઓ કરે છે અને 'મહીદા બાપા,' તરીકે યાદ કરે છે.

સમાધ–દેરી ઉપર આજે પણ સવાર–સાંજ ધૂપ–દીવો ..... છે.

# સંત નરસૈંયો

જૂનાગઢના દામાકુંડ ભણીના મારગ ઉપર પાંચ–સાત માણસોનું ટોળું રસ્તાની એક બાજુ ઊભું છે. દરેકના ગળામાં તુલસીની માળા છે, અંગ ઉઘાડાં છે, પગ ઉપર ફાટેલ અને મેલી ધોતલીઓ વીંટી છે. માથા પર જેવીતેવી ટોપીઓ અને ફાળિયાં બાંધ્યાં છે એ કરતાં ફાળિયાં વીંટ્યાં છે આમ કહેવું બરાબર હતું.

સૂરજ મા'રાજ ઉગમણી બાજુ હજુ હમણાં જ ઊગ્યા છે. તે ભણી છાજલી કરીને આ લોકો જોતા જોતા પૂછે છે:

'હવે નીકળવા જોવે.'

'વખત થઈ ગ્યો છે.'

'એલા તમે કોઈ વચમાં બોલતા નહિ. મને વાત કરવા દેજો.' ટોળામાંનો એક વધુ ઉંમરલાયક આદમી બીજાને કહેતો હતો.

'એ હો! તમે વાત કરજો.' બાકીનાએ અનુમોદન આપ્યું.

'આવે તો તો રંગ રહી જાય!'

'એકાદશી સુધરી જાય!'

ત્યાં તો દૂરથી એક પુરુષ ચાલ્યો આવતો આ ટોળાએ જોયો. કેવો એ પુરુષ હતો? માથામાં કાનટોપી, શરીર ઉપર અરધી બાંયની બંડી, કેડયે નાની ખેતડી, હાથમાં કરતાલ, બીજા ખભે નાહીને નાખેલું ભીનું ધોતિયું, કપાળમાં તિલક, ડોકમાં તુલસીની માળા અને મોઢામાંથી બોલતો આવે છે, 'રાધેકૃષ્ણ, રાધેકૃષ્ણ, રાધેકૃષ્ણ.' અને આ રાધેકૃષ્ણ નાદ સાથે તાલબદ્ધ રીતે હાથમાંની કરતાલો ક્યારેક

ક્યારેક ખખડતી આવે છે, જાણે એ અહર્નિશ વાગવા તલપતી કેમ ન હોય? આંખો ગગનના ગેબમા ફરે છે.

પેલા મારગે ઊભેલા ટોળાએ આ જોયુ ને બોલ્યા

'એલા, નરશી ભગત હાલ્યા આવે છે'

'સાચેજ?' બીજાએ પૂછ્યુ અને જોવા રસ્તા ઉપર આવ્યો, તેને એક બાજુ ધકેલી પેલો આગેવાન બોલ્યો:

'એલ્યા મારગ ઉપરથી આઘા રો હાલા કોક ભટશે કે, માળા ઢેઢા મારગ ઉપરથી ખસતા જ નથી. કાલ ધનિયાને માર પડ્યો'તો ઈ ભૂલી ગ્યા?'

'સાચુ છે, ભાઈ, આપણે મારગથી વેગળા રો, જો, એ આ ભગત તો ઢૂકડા આવી પૂગ્યા'

ને ગળામાથી ધીરા ધીરા પ્રભાતી સૂરો વહાવતો, નરસી ભગત નામે ઓળખાયેલો આ મસ્ત પુરુષ પેલા હરિજનોના ટોળા પાસે આવી ઊભો રહ્યો તેવો જ આ ટોળાના સમૂહે અવાજ કર્યો

'જે ગોપાલ! નરશીરામ!'

'જે ગોપાલ! ભાઈઓ, જે ગોપાલ!' કહી પરમ ભક્તિપૂર્વક નરશીરામે બે હાથ જોડી આ ટોળાને વદના કરી

'તમારી વાટ જોઈને ઊભા હતા!'

'ત્યારે તો તમારે ખોટી થવું પડ્યુ હશે? મારી ખાતર અહી ઊભા રહી તમારે આપદા વેઠવી પડી હશે? મને વહેલા કહેડાવવુ હતુ ને? દામાકુડ માથે શ્રીહરિના બે ભગત આવ્યા હતા. તે મુને કે', નરશીરામ, પ્રભુના પદ સભળાવો. તે મારાથી તો એના ચાર ગવાઈ ગયા. ત્યા મને સાભર્યું કે, 'વા'લા, મને જવા દ્યો તો ઠીક, ધીરે કુવરબાઈના

મા આજ બહુ માંદાં છે, પથારીવશ છે' ત્યારે નીકળ્યા ને આમ મોડું થઈ ગયું. તમને પણ કષ્ટી પડી.'

'એક માગણી છે, ભગતજી!' હરિજનો બોલ્યા.

'સુખેથી કો' મારા વા'લા! સુખેથી કો'? માગણી નહિ, આજ્ઞા કરો.'

'આજ એકાદશી છે તો ઢેઢવાડે ભજન ગાવા પધારશો?'

'આવીશ, જરૂર આવીશ, શા સારુ નહિ આવું? મારા 'વા'લાજીનાં પદ ગાવા નક્કી આવીશ; અને તમે તો જૂનાગઢનો મેલ ધોનારા ઋષિવરો છો, તમારા દર્શને પુણ્ય થાય.' નરસી મે'તા બોલ્યા.

'પણ....પણ અમે કોણ છીએ તે તમે જાણો છો, ભૂલ તો થતી નથી ને?' આગેવાને બીતાં બીતાં કહ્યું.

'જાણું છું ને ભાઈલા! તમે હરિજન! લોકોનાં મેલાં ધોનારા, સાચા હરિજન! તમે તો શ્રીહરિને તેથી જ વા'લા છો. તમારે ત્યાં જો હું ગાવા ન આવું તો મારી પ્રભુભક્તિ લાજે."

'ત્યારે અમે રજા લઈએ છીએ.'

'પધારો! શ્રીહરિના વા'લા, ખુશીથી પધારો! તુલસી-ક્યારે દીવો કરી રાખજો. હું બરાબર વખતે આવી જઈશ.'

'લ્યો ત્યારે, જે ગોપાલ, ભગતજી!'

'જે ગોપાલ, બાપલા! જે ગોપાલ!', કરી નરસીરામે આ જૂનાગઢનાં ઢેઢાંઓને અને નરસીરામના અર્થમાં હરિજનોને ખૂબ ભાવપૂર્વક બે હાથ જોડી વંદના કરી.

અને તે જ દિવસે રાત્રિના પ્રથમ પહોરે જૂનાગઢના લીંપ્યાગૂંપ્યા સ્વચ્છ હરિજનવાસમાં તુલસીના ક્યારા પાસે

નરસીભગતના બુલંદ અવાજનાં પ્રભુપદ જૂનાગઢવાસીઓએ સાંભળ્યાં :

> વૃંદાવનમાં રચ્યો રે અખાડો, નાચે ગોપી ને ગોવાળ;
> તાલ, પખાજ, રબાબ, વાંસળી, તાન મેલાવે નંદનો લાલ.
> સુંદર રાત, શરદ પૂનમની, સુંદર ઉદીયો નભમે ચંદ;
> સુંદર ગોપી કંચનમાળા, વચ્ચે મરકતમણિ ગોવિંદ.
> ઝળકે કુંડળ રાખડીઆ રે, લળકે ઉર મોતી માળા;
> રમઝમ રમઝમ નેપૂર વાજે, મરકલડાં કરતી બાળા.
> હરખ્યાં ત્યાં સુરિનર, મુનિજન, પુષ્પ વધાવે, ભરપરવરિયો;
> જય જયદેવ જશોદાનંદન, નરસૈયો ત્યાં દિવટિયો.

બીજા પ્રહરે તો નરસીભગતે ભેટ બાંધી અને ગોઠણિયાભર થઈ સોરઠ અને બિહાગ રાગનાં પદો ગાવા લાગ્યા. પ્રભાતનાં ઊઘડતાં પુષ્પોની જેમ નરસી મહેતાના ગળામાંથી વિવિધ રાગનાં પ્રભુપદ ઊઘડતાં આવે છે, રાગોની પછવાડે શબ્દો વહ્યા આવે છે.

ત્રીજા પહોરે તો મહેતાએ ખંગ વાળી દીધો. કેડયે ભેટ બાંધી હાથમાં કરતાલ લઈ ઊભા થઈ નાચવા માંડ્યા. શ્રીકૃષ્ણના જન્મકાળથી ગાયોને લઈ ચારવા જવાથી ગોવર્ધન પર્વતને ઊચક્યા સુધીનાં પદો આ મસ્ત પુરુષે ગાયાં. પણ કેવી રીતે? પગની આંટીઓ નાખી, નાચ કરી, મંડળી વચ્ચે ઘૂમી ઘૂમી ગાયાં.

પછી ચોથા પ્રહરે થાક્યાપાક્યા પોઢેલા શ્રીકૃષ્ણને જગાડતા હોય એ રીતે મીઠા પ્રભાતી સૂરોથી ગાવા માંડ્યું. ગરવો ગિરનાર અને જૂનાગઢનો ઉપરકોટ જાણે હમણાં ઓગળી જશે એવા પ્રભાતી સૂરોના થર જૂનાગઢ પર છાઈ ગયા. અને અંધારનું પરોઢ જ્યારે પ્રગટવા આવ્યું ત્યારે ગાયું :

'અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જૂજવે રૂપ અનંત ભાસે.'

પછી પ્રસાદ વહેંચાયો, નરસીરામ પ્રસાદ જમ્યા, અને સહુને વંદના કરી પાછા ચોરા ભણી વળ્યા ત્યારે એમના ગળામાંથી હજુય ધીરો ધીરો રવ નીકળ્યા કરતો હતો. એ ઝીણા ગણગણાટની સાથે આ વરણાગિયાની હાથની કરતાલ જાણ્યે-અજાણ્યે તાલ પુરાવ્યે જતી હતી.

અને આ વરણાગીને હરિજનવાસમાંથી આવતો જાણી પ્રભાતના પહોરમાં પાણી ભરતી નાગરાણીઓ આંગળી ચીંધી ચીંધી કહેતી હતી :

'એ, વહ્યો આવે, જુઓ!' એક નાગરાણી બીજીને બતાવતી હતી.

'હા, બાઈ, સાચી વાત.'

'ઈ તો, રાતે ઢેઢવાડામાં ગાવા ગયાના ખબર ભેળી જ નાગરની નાત રાતોરાત બીજા પહોરે ભેળી થઈ હતી.'

'પછી?'

'પછી શું? બધાય નાગરોએ કાન માંડી સાંભળ્યું કે, ના, ગાય છે તો મહેતો જ અને ત્યાં ને ત્યાં સાએ નક્કી કરી નાખ્યું કે વળતા દિ' સવારથી મેતાને નાત બહાર મૂકવા.'

'તે નાત બહાર મૂકી દીધા એમને?'

'ના ભૈ, ના, હજુ મૂક્યા નથી; પણ આજ અખંડ ઘડી નાગરી નાત નરસી મે'તાને બોલાવવાની છે, અને હવે પછી જો આવી રીતે ઢેઢવાડે ગાવા-વગાડવા ન જવાની બાંયધરી આપે તો જ નાત તેને નાતમાં રાખશે, નહિતર, નાત બહાર.' બોલનાર બાઈએ હાથના લહેકાથી સાંભળનારાં બૈરાંઓ સમક્ષ પોતાને જેટલી માહિતી હતી તેટલી

રજા કરી દીધી અને નાતની ખબરદારી વિદિત કરી દીધી.

આ બધા કથનને કાનમાંય ન પેસવા દેનારો મસ્ત નરસી મે'તો ઘર ભણી ચાલ્યો જાય છે, ત્યાં એક નાગર યુવાને તેને ઊભા રાખી કહ્યું :

'એ નરસીરામ! ઊભા રો.' બોલવામાં તિરસ્કારની છાંટ હતી.

'જે ગોપાલ, બાપલા, જે ગોપાલ! આ ઊભો, કરો આજ્ઞા.' કહી મોં પર પરમ પ્રસન્નતા આણી બે હાથ જોડી નરસી મે'તો ઊભા રહ્યા.

'અત્યારમાં ક્યાં ગયા હતા?' પૂછનાર જે ગોપાલ શબ્દને છેદી નાખી મૂળ વાત ઉપર આવતો હતો.

'કાં, બાપલા, હરિજનવાસમાં આજ એકાદશી નિમિત્તે ભજન હતાં તે ગાવા ગયો હતો. બાપડાનો બહુ આગ્રહ હતો. તમે નહોતા આવ્યા?' નરસીરામ એવી સ્વાભાવિકતાથી બોલતા હતા કે, પ્રભુપદ ગાવામાં સૌ કોઈ હોય જ એ મક્કમ માન્યતાના આધારે આ પૂછનાર પણ આવ્યો હશે આમ માની પૂછ્યું.

'અમારો તમારી જેમ દિવસ ફર્યો નથી મે'તા! કે ઢેઢવાડે જાઈ?'

'એય પ્રભુનાં સ્વરૂપ છે ને, મારા વા'લા!'

'હવે રૂઠ્યો રૂઠ્યો! પ્રભુના સ્વરૂપને તમે એક જ સમજનારા ને આ નાગરી નાત આખી મૂરખ! આખી નાતને બનાવો છો, તે આજ આવજો ચોરે! નાત ભેગી થઈ છે અને તમને બોલાવ્યા છે.' બોલાવનારનો તિરસ્કાર હવે ખરા સ્વરૂપમાં પ્રકાશ્યો હતો.

'શા સારુ નહિ આવું ? જરૂર આવીશ. કુંવરબાઈની મા જરા ઘેર માંદાં છે. જોતો આવું. પછી અબઘડી આવ્યો સમજો.'

અને મુખ પર જરાય ગમગીની આણ્યા સિવાય નરસી મે'તા ઘર ભણી ઊપડ્યા અને ઘેર પહોંચે છે તો બે ચાર સંતો આવીને બેઠા છે. તેને બે હાથ જોડી જે ગોપાલ કરી, વંદના કરી અને પછી આજાર પત્નીની ભાળ કાઢવા મે'તા અંદર ગયા.

ઘરમાં તાવમાં ધીકતાં માણેક મે'તી સૂતાં છે. ભજન ગાઈ પ્રભુભક્ત સ્વામીને ઘેર આવ્યા જાણી મે'તીના મુખ પર માંદાં છતાંય પ્રસન્નતા ફરી વળી. નરસી મે'તા મે'તીની પથારી પાસે બેસી બોલ્યા :

'તાવ નથી ઊતર્યોને મે'તી ?'

'નથી ઊતર્યો, પણ ઊતરી જશે,' મે'તીજી બોલ્યાં.

'મારા વા'લાજીનું નામ લેજો મે'તી ! બધાય રોગની એ મહાન દવા છે અને તમે તો મારા ભેળો જન્મારો કાઢ્યો. તમને એ ક્યાં શીખવવું પડે એમ છે ?'

જવાબમાં મે'તીજીએ બે હાથ જોડ્યા; કારણ કે તેનાથી તાવમાં આગળ બોલી શકાય તેમ ન હતું.

'પણ મને મૂકીને એકલાં જાશો મા, હો મે'તીજી ! નહિતર મારું પામરનું અહીં કોઈ સાચવશે નહિ. અભ્યાગતો ભૂખ્યા બેસી ચાલ્યા જશે, મારો બાળગોપાળ તમારા હાથનાં બનાવેલાં સિવાય બીજાના હાથનાં બનાવેલાં નૈવેદ્ય સ્વીકારશે નહિ.'

મે'તીની આંખમાં આંસુ ઊભરાયાં. થોડે દૂર લાંબો હાથ કરી સ્વામીના ચરણની રજ લઈ માથે ચડાવી. આવા

પ્રભુભક્ત સ્વામી મળ્યા બદલ તેને પરમ સંતોષ હતો.

'અને જરા ચોરે જઈ આવું. નાગરી નાત ભેળી થઈ છે ને મને બોલાવ્યો છે. હમણાં આવતો રહીશ. ત્યાં સુધી બાળગોપાળનાં બે પદ ગાજો.' કહી આ સ્થિતપ્રજ્ઞ પુરુષ નાત પાસે ખડો થવા ચાલી નીકળ્યો.

ચોરે આવી દૂરથી બે હાથ જોડી નરસી મે'તાએ સૌને 'જે ગોપાલ' કહ્યા, પણ કોપાયેલા નાગરો સામે 'જે ગોપાલ' બોલતા નથી. નોખા નોખા દિમાગના અને ગર્વિષ્ઠ નાગરો કચ્છના જાડેજાઓની જેમ પરાણે આંખના ખૂણા લાલ કરી નરસી મે'તા સામે કોપભરી દૃષ્ટિએ જોઈ રહ્યા છે. કોઈ 'આવો' એવો શબ્દ પણ આ પ્રભુભક્ત પ્રત્યે કાઢતું નથી, તોય આ આદમી મોં મલકાવતો આનંદિતપણે આવી સૌની વચમાં બેસી જાય છે.

'મને શીદ યાદ કર્યો, સારંગધરજી!' નરસીરામ વિનયથી પૂછતા હતા.

'તમે નાગર છો કે કેમ તે પૂછવા બોલાવ્યા છે.' બોલવામાં ભારોભાર તિરસ્કાર પ્રગટ થતો હતો.

'નાગર જ છું બાપલા, નાગરના ચરણની રજ છું.'

'નાગરનું એકેય લક્ષણ છે તમારામાં?'

'એમ કેમ પૂછવું પડ્યું?'

'નાગરનો દીકરો ઢેઢવાડે જાય, ઢેઢને અડકે?'

આખી વાતનું રહસ્ય નરસી મે'તો પામી ગયા. તેમના મુખ પર એક મહાગંભીર ભાવ આવી પલકમાં પાછો વિલાઈ ગયો અને બોલ્યા:

'ઢેઢ પણ માણસ નથી શું સારંગધરજી! બંસીધરજી!'

'માણસ છે, પણ એને કોઈ અડકે છે? જુનાગઢમાં

કોઈ કે'તાં કોઈ માણસને તમે જોયો આ ઢેઢાંઓને અડતાં ?'

'ઈશ્વર તો ભાઈઓ, બધાયમાં સરખો છે. ઢેઢ કહો તો તેનામાં અને આપણામાં પણ સરખો છે. એટલે જેનામાં ઈશ્વરનો વાસ છે, એને તિરસ્કારવાથી–ઉવેખવાથી તો ઈશ્વર નારાજ થાય! કોપાય! આ તો સાદી સીધી વાત છે.'

'એથી તો તમે ઢેઢવાડે નાચવા–ગાવા ગયા હતા એમ ને ?' અવાજમાં જરા તીખાશ લાવી સારંગધર બોલ્યા.

'મને એમ લાગ્યુ કે, પ્રભુનાં પદ જ્યાં ગવાય ત્યાં ત્યાં બધેય પવિત્રતા છવાઈ જાય છે. અસ્પૃશ્યતા ક્યાંય રહેતી જ નથી. આમ મેં માન્યું અને હું ગાવા ગયો હતો.'

'પણ ઢેઢાને અડચે પાપ લાગે ઈ સાચું કે તમે કહો છો તે સાચું, નરસીરામ !'

'હું કહું છું તે બાપલા! હું કહું છું તે જ કે, આ લોકો તો મહાન છે. આપણા જૂનાગઢની ગંદકી સાફ કરે છે, આપણાં મેલાં ધૂએ છે, જરાય સૂગવ્યા વગર આપણી સૌની સેવા કરે છે. ઈશ્વર મનના મેલ ધૂએ છે અને આ પ્રભુસ્વરૂપો તનના મેલ ધૂએ છે. એથી તો એ મારા મને પૂજવા યોગ્ય છે. જૂનાગઢનો એકાદોય નાગર જુવાન એક ઘડીવાર તો આ મેલ ધોવાનું કામ કરી જુએ! કેટલુ કઠણ છે! આવી કપરી આપણી સેવા બજાવનારાઓ તો મહાન ઋષિઓ છે, હરિના જનો છે. એના વાસમાં જઈને તો ઊલટો હું પાવન બન્યો છું. નિરભિમાનના અને નિરહંકારિતાના પાઠ હું તેમની પાસેથી ભણ્યો, મારા વા'લા! આ હરિજનો અસ્પૃશ્ય નથી, સ્પૃશ્ય છે. આ મારી માન્યતા છે.'

'તમે એક જ આ બધુંય સમજો અને અમે નાગર તો બધાય મૂર્ખ હોઈશું કેમ, મે'તા ?' બોલતાં બોલતાં

સારંગધરજીનો અવાજ ફાટી જતો હતો! 'નાગરી ન્યાત આ બધુંય તમારું પાખંડ હવે નહિ ચલાવી લે.'

જવાબમાં ચોરામાં ભીષણ મૌન પથરાઈ જાય છે. કોઈ બોલતું નથી. નરસીરામ પણ મૌન બેઠા છે.

'નરસી મે'તા!' સારંગધર આગળ બોલ્યા, 'તમે જો હવે પછી આ રીતે ઢેઢવાડે જશો તો તમને ન્યાત બહાર મૂકવા પડશે.'

'પ્રભુસ્વરૂપો!' નરસીરામ ખૂબ ગંભીર અવાજે બોલ્યા, 'હરિજનવાસમાં હરિજનો સમક્ષ પ્રભુભજન ગાવાં એ મારે મન ગુનો નથી, ભૂલ નથી, બલકે ભક્તિનો એક પ્રકાર છે. અને આ તરછોડાયેલા પાસે જવાથી પ્રભુ પરમ પ્રસન્ન થાય છે; તેથી હું આ મારો માર્ગ મૂકી શકીશ નહિ. તમને માઠું લાગે તો મને માફ કરજો.'

'ત્યારે જાઓ નરસી મે'તા, તમે અત્યારથી નાત બહાર છો. કોઈ નાગર તમને અપનાવશે નહિ.' ન્યાતે ફેંસલો આપ્યો.

'બહુ સારું બાપલા, બહુ સારું.' કહી જે પ્રસન્નતાથી આવ્યા હતા તે જ મહેક મહેક થતી પ્રસન્નતાપૂર્વક સૌને બે હાથ જોડી, મે'તા ચોરા હેઠળ ઊતર્યા. ન્યાત બહાર મુકાયાનો આ પ્રભુભક્તને લેશ રંજ નથી.

માર્ગમાં જૂનાગઢના લોક આંગળી ચીંધી બોલતા હતા:

'ન્યાત બહાર મૂક્યો તોય માળો, ન્યાતને કહે છે, 'ઢેઢવાડામાં જવાથી મારો વા'લોજી પ્રસન્ન થાય છે,' સાળાને ન્યાત બહાર મૂક્યો તોય કાંઈ લાજ છે!'

અને જૂનાગઢના રાજમાર્ગ પર જતાં જતાં, નરસૈંયો ધીમું ધીમું ગણગણતો જતો હતો:

♪ જે ગમે જગતગુરુ દેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો.

# સંત લુણો મેર

સૌરાષ્ટ્રના સોરઠ વિભાગ માટે એક કવિએ ગાયું છે:

> સોરઠ ધરા ન સંચર્યો, ન ચઢ્યો ગઢ ગિરનાર;
> ન ના'યો નદી ગોમતી, એનો એળે ગયો અવતાર.

આવી, આ લોકકવિગાઈ સોરઠધરા! સૌરાષ્ટ્રની અંદરનો સૌથી વધુ ફળદ્રૂપ પ્રદેશ.

અને આ રસાળ પ્રદેશની અંદરના બીજા વિભાગો પણ કેવા? આ પ્રદેશ જોતાં લોકકવિનું હૈયું આષાઢીલા મોરની જેમ ગહેકી ઊઠ્યું:

> વાજા ઠાકર, અંબવન, ઘર ઘર પદમણાં ઘેર;
> રેંટ ખટુકે વાડીયાં, ભોંય નીલી નાઘેર.

જ્યાં કાયમ નદીઓનું જળ વહે છે, જેની સીમ બારે મહિના લીલીછમ રહે છે, જ્યા કોયલો ગીત ગાતાં ગાતાં ધરાતી જ નથી, પુષ્પની સુગંધથી સીમ બારેય માસ મહેકતી જ હોય છે, જેની ધરતીમાંથી પણ મીઠી સુગંધ વછૂટે છે. રૂપ, રૂપ ને રૂપ, કુદરતે આ ધરતી ઉપર છૂટે હાથે વેર્યું છે.

ગરવો ગિરનાર, આખા સોરઠને, ઊંચો ઊભો રહી રોજ રોજ દર્શન આપ્યા જ કરે છે. આભ સાથેની તેની વાતો જાણે હજુ જુગજુગાંતર સુધી ખૂટવાની જ નથી. જે ગિરનારને ખોળે, અનેક અવધૂતો આસન લગાવી બેઠા છે, સૌરાષ્ટ્રના સંત-ભક્તોને, આ ગેબી સંતો, પ્રભુભક્તિના પંથે પરવરવા સદૈવ પ્રેરણા પાયા જ કરે છે. ગુરુ દત્તાત્રયનું જ્યાં બેસણું મનાય છે, જ્યાં મોણિયા ગામમાં આઈ નાગલ

વસ્યાં, જ્યાં સોરઠિયાણીઓની પ્રેરણામૂર્તિ રાણક જન્મી, જ્યાં સારાય ભારતને કૃષ્ણ-ભક્તિના પાઠ ભણાવનાર ભક્ત-કવિ નરસૈંયો જન્મ્યો, જેના સાગરકાંઠે ભગવાન સોમનાથ જેવા દેવ છે, જ્યાં યોગયોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્રે જીવનલીલાના છેલ્લા દિવસો પીપળાના ઝાડ નીચે પૂરા કર્યા, જ્યાં તુલસી-શ્યામ જેવાં તીર્થસ્થાનો છે, જ્યાં ગિરની ઘેઘૂર વનરાઈ છે અને જેમાં ડાલામથ્થા કેસરી સિંહો ત્રાડે ત્રાડે ડુંગરા ધણેણાવતા વસે છે અને જ્યાં સિંહોનો એકમાત્ર લાકડી વતી સામનો કરી નસાડનાર વીરાંગનાઓ વસે છે.

એવા સોરઠ ધરાના મહિયારી ગામમાં મેરોનાં ઘર ઘણાં છે. આજ સીમની મોલાત ગામની ખળાવાડમાં આવી છે. મોલાતમાંથી છૂટા થયેલા દાણાના ઢગલા પડ્યા છે. સૌની તરસી આંખો એ તૈયાર થયેલા દાણાને નીરખી રહે છે. વાંઝિયાને જેમ વૃદ્ધાવસ્થામાં સંતાન થાય અને તેના પર, એ જે નેહનીતરતી દૃષ્ટિએ જોવા છતાં ધરાય નહિ, તેમ મેર લોકો પોતાના પરસેવાથી સીંચી, ઉઝેરેલ મોલાતના દાણાને જોતાં ધરાતા જ નથી. સૌ ગાડાં ભરી અનાજ ઘેર લઈ જવાની તૈયારી કરે છે, ત્યાં આભમાં ગાંધર્વકન્યા જેવી નાચતી કૂદતી બે-ચાર વાદળીઓ આભને માંડવડે ભેળી થવા લાગી. થોડી વાર થઈ અને આભ ગાજવા માંડ્યું.

લોકો ગભરાયા, અનાજને ઢાંકવા માટે હાંફળાફાંફળા, દોડવા માંડ્યા. ઊંચે આભમાં જોતા જાય છે અને અનાજના ઢગલાને ઢાંકતા જાય છે. ગગનના સિંધુમાં, જંગી નૌકાઓનો કાફલો જાણે ઉમેરાતો જતો હતો.

ખળાવાડને છેડે, વૃદ્ધ ગીગા ભાભાનું ખળું છે.

બાજુમાં જ લુણા મેરનું ખળું છે.

ગીગો ભાભો કપાળે હાથ દઈને બેઠો છે. જતાં આવતાં મેર પૂછે છે :

'ભાભા ! કાંક, ઢાંકવાઢૂંબવાનું કરો, નહિતર આ પોટલા મોઢે પડનારો મે એક દાણોય નહિ રહેવા દે.'

'ગામમાંથી જો કોક આવેને તેની વાટ જોઉં છું.'

ત્યાં તો કડડડ કરતો આભમાં કડાકો થયો.

'એ ભાભા ! આ મે આવ્યો !'

'આવ્યો એ તો હુંય જાણું છું, પણ મારું પંડ બે ડગલાંય હાલી શકે નહિ એમાં શું કરું ?'

આ શબ્દો બાજુના ખળાવાળા લુણા મેરને કાને ગયા, સાથોસાથ એણે પાડોશી ગીગા ભાભાના ખળાની હાલત પણ જોઈ લીધી, એટલે એણે સાથી તથા દીકરાને બૂમ મારી :

'એ બેટા મેરુ ! ભાઈ વિસામણ ! ક્યાં ગયા ? જરા ઓરા આવો, આ ગીગા ભાભાના ખળામાં કાંક ઢાંકોઢૂંબો કરો, નહિતર બિચારાનું બધુંય તણાઈ જશે.'

'પે'લાં ઘરના ખળાનું થાય કે પારકાના ખળાનું ?' સાથી વિસામણે કહ્યું.

'પારકાનું કામ પ્રથમ થાય, વિસામણ ! તો જ ઉપરવાળો રાજી થાય !'

અને આભમાં કડાકો થયો : કડડડ !

'આપણા ખળાને ઢાંકવા એક બૂંગણ છે તે ઢાંક્યું છે, બીજું આપણે પણ કાંઈ ઢાંકવા સાધન નથી.' મેરુએ કહ્યું.

'ઈ બૂંગણ ઉપાડી લઈ ગીગા ભાભાના ખળા ઉપર ઢાંકી દ્યો.' લુણા મેરે કહ્યું.

'અને આપણે ?'

'આપણું મોરલીધર રખવાળું કરશે.'

'કર્યાં, કર્યાં, મોરલીધરે રખવાળું! જોતા નથી આભમા મે તોળી રહ્યો છે! બાર મહિનાનું અનાજ ઉઘાડું ખળામા પડયું રહેશે તો એક દાણોય નહિ બચે!' સાથી વિસામણ બોલ્યો.

'રહેશે બાપ! આપણું રહેશે, મારો હૃદો સાક્ષી પૂરે છે કે, બીજાનુ ભલું કરનારનુ ભલુ જ થાય છે; માટે આપણા ઢગલા ઉપરથી બૂંગણુ ઉપાડી, ગીગા ભાભાના ખળામાં ઢાંકી આવો!'

કોઈએ લુણા મેરની આ વાત લક્ષ પર લીધી નહિ.

આભમાં ફરી જોરદાર કડાકો થયો: 'કડડડ!'

લુણા મેર દોડ્યા અને બૂંગણુ પોતાના ખળામાંથી ઉપાડી, પાડોશી ભાભાના ખળા પર ઢાંકી દીધું. પોતાના ખળાનો મોતી જેવો બાજરો ઉઘાડા આભ હેઠળ પડ્યો છે.

ત્યાં, વરસાદ જોરથી તૂટી પડ્યો, વીજળી આભ અને ધરતી વચ્ચે રમવા માંડી. સૌ દોડી દોડી વડ હેઠળ ઊભા રહ્યા.

વડ નીચે આવનારા કહેતા હતા:

'લુણા મેર! તમારા ખળામાં એક દાણોય જો રહે તો મારી મૂંછ મૂંડાવી નાખું.'

લુણો મેર વડ હેઠળ, હાથમાં માળા લઈ બેસી ગયા. હાથમાની માળા ફેરવતા ફેરવતા ઈશ્વરનું સ્મરણ કરતા જાય છે, પણ આ સ્મરણ ખળાના દાણા બચાવવા ન હતું, નિત્ય નિયમ મુજબનું આ સ્મરણ હતું.

દરમ્યાન બન્યુ પણ એવું કે, વરસાદ પ્રથમ પૂરા

જોશમાં પડ્યો, અને જેટલા જોરથી વરસતો હતો, તેવી જ અદાથી એકદમ બંધ પડી ગયો, જરા પણ ધીરો પડ્યા સિવાય. એટલે લુણા મેરના ઉઘાડા ઢગલામાંથી અનાજ પાણીમાં તણાયું નહિ, ફક્ત ઢગલા ફરતું થઈ ખળખળાટ ચાલ્યું ગયું. ઉપર ઉપરના થોડા દાણા પલળ્યા ખરા.

વરસાદ રહી જવાથી વિસામણ વડ નીચેથી ખળામાં ગયો. જોયું તો ઢગલો સલામત હતો, તેણે પાછા દોડી લુણા મેરને સમાચાર કહ્યા.

'આપણા ખળામાંથી દાણાનો એક કણ પણ તણાયો નથી.'

'જેવી મોરલીધરની મરછ. પણ ઓલ્યા ગીગા ભાભાના ખળાના શા હાલ છે, તે જરા જોઈ આવો!'

મેરુએ ગીગા ભાભાના ખળામાં જઈ જોઈ આવી કહ્યું:

'ગીગા ભાભાનું ખળું-જળવાયું છે.'

વડ હેઠળ ઊભા ઊભા મેર એકબીજાને કહેતા હતા:

'લુણા મેરનું ખળું આપણે તો ધારતા હતા કે, તણાઈ જશે, પણ એક દાણોય ઓછો ન થયો!'

'ઠાકરના નામનો એ પ્રતાપ છે.'

'ના, લે ના, લુણોભા પંડયે ચમત્કારી પુરુષ છે!'

'ચમત્કારેય નહિ ભાઈ! આ ગીગા ભાભાની દૂઆ લાગી. ખબર છે ને? આ ઉનાળે ભાભાનું ખેતર ખેડાયા વગરનું પડતર પડયું હતું. કોઈ કરતાં કોઈ ખેતરમાં સાંતી હાંકવા ન જાય, ત્યારે આ લુણા મેરે કહ્યું: 'છોકરાઓ! જાઓ, પ્રથમ આ ભાભાના ખેતરમાં સાંતી હાંકી આવો, પછી આપણા ખેતરમાં;' અને આ મેમાં પણ ગીગા ભાભાના

ખળાની પ્રથમ સંભાળ રાખી તેનું આ ફળ છે.'

લુણા મેર આ સાંભળતા હતા. તેમણે કહ્યું :

'ભાઈઓ ! આમાં કોઈ ચમત્કાર નથી. આ વરસાદ વરસતા જ ખૂબ જોરમા પડ્યો અને બંધ પડ્યો ત્યારે પણ એકદમ વેગથી બંધ થઈ ગયો છે, તેથી દાણા ઢગલામાંથી લસરક્યા નહીં, પાણીના મારથી ઢગલાને વળગી રહ્યા. જો ધીરો વરસાદ વરસ્યો હોત તો, બધુંય તણાઈ જાત અને કાઈક બીજાનું ભલું ઇચ્છનારનું મોરલીધર ભલું કરે છે એ વાત પણ ભેગી ભળી.' કહી લુણા મેરે માળા આંખે અડકાડી.

વરસાદ રહી ગયો છે. આભમાં મેઘરાજાનો નાટારંભ પૂરો થયો છે. બીજે દિવસે સાથી વિસામણે કહ્યું :

'ઉઘાડ થયો છે. હવે દાણા ગામમાં લાવશું ને ?'

'હા, ખુશીથી લઈ જઈએ.'

'તો,'ભરું છું, ગાડી !'

'પણ પ્રથમ આપણી ગાડી કેમ કરીને ભરાય ?'

'ત્યારે શું ગામના માણસો સારુ ગાડી ભરશું ?'

'એમ નહિ, ઈશ્વરે દીધેલ અનાજમાં બીજાઓનો પણ ભાગ છે, માટે પ્રથમ ઠાકોરદ્વારાનુ માણું ભરી નોખું રાખો.'

'કેટલા ?'

'બે માણા.'

'એ આ બે માણા ઠાકરદ્વારાના.' કહી વિસામણે માણા ભર્યા.

'બે માણા ભરો પૂજારીના !'

'આ બે પૂજારીના.'

'પાંચ માણા પારેવાની ચણ્યનાં.'

'આ પાંચ માણા પારેવાની ચણ્યના.'

'દશ માણા ભરો, ઓલ્યા કૂલા ગોરની રાંડીરાંડ વહુના.'

માણા ભરતાં સાથી વિસામણના હાથ બંધ રહી ગયા. એણે જરા ઠરડાયેલ અવાજે કહ્યું :

'એ ભણે મેર! હું તારો સાથી છું અને આ પેદાશમાં મારો ત્રીજો ભાગ છે એ ખબર છે ને?'

'બરાબર ખબર છે, વિસામણ!'

'તો પછી બધુંય લૂંટાવી દેવું છે?'

'આને તું લૂંટાવું કેમ કરીને કહે છે, ભાઈ!

'લૂંટાવું નહિ તો બીજું શું? જેટલા સાંભર્યા તે બધાયના માણા ભરવાનું કહેતા આવો છો!'

'આ બધાય ધર્માદા છે બાપ વિસામણ!'

'ઠીક ભા! લ્યો આ દશ માણા ભર્યા.'

'હવે પાંચ માણા ભરો ગામનાં મૂગાં ઢોરને પાણી પાનારા નરસી કોળીના.'

'આ પાંચ માણા નરસી કોળીના.'

'હવે પાંચ માણા ભરો રામદાસની જગ્યાના ઓલ્યા મૂંડિયા સારુ!'

'એ લુણાભા! હવે આવડો ગજબ ચડેવા દે! આ ઢગલા સામે જો! કેવડો હતો ને કેવડો થઈ ગયો!'

'આપણે કેટલા માણા દાણા નાખી આ ઢગલો નિપજાવ્યો?'

'વીસ માણા.'

'ત્યારે આપણો હક્ક એ વીસ માણા ઉપર જ, બાકી

તો ઠાકરે નિપજાવ્યું એમાં સાનો ભાગ છે. અન્નનો કણ તો, ભા, નિપજાવીને એકલા ખવાય જ નહિ. ભાગ આપ્યા સિવાય ખાઈએ તો પચે નહિ.'

'તું આવી જ્ઞાનની વાતું કરી મને ને મારા છોકરાને ભૂખ ભેળા કરીશ. હવે તારી સાથે સાથિપું કરે ઈ તારા જ પેટનો!' કહી રીસે બળતો વિસામણ ખળામાંથી પોતાનો ત્રીજો ભાગ લીધા સિવાય ચાલી નીકળ્યો.

લુણો મેર એની પછવાડે દોડ્યા.

'એ વિસામણ, બાપ! પાછો વળ્ય, પાછો વળ્ય; આપણે ધરતીના છોરુનું પેટ વાટકી જેવડું ન હોય!'

પણ વિસામણ ન માન્યો. એ પાછો ન વળ્યો. લુણા મેરે વિચાર્યું: 'ક્રોધનો માર્યો, આ ભાગ મૂકી નાસી જતો મેર, નવાજૂની કર્યા સિવાય નહિ રહે.'

વિસામણ ગયો તોપણ લુણા મેરે જુદા કાઢેલા સૌના માણા ગાડીમાં ભરી ભરી જેને તેને પહોંચાડવા ઊપડ્યા.

પ્રથમ ઠાકરદ્વારે ગયા. નીચે ગાડી ઊભી રાખી દાણાનું પોટલું ઠાકરમંદિરના ઉંબરે ઠાલવ્યું. એ હાથ-જોડી બોલ્યો :

'હે ઠાકર! તારી દયાથી નીપજેલું આ અનાજ પ્રથમ તારા ચરણે ધરું છું, હવે મને ખાવાની રજા દેજે!'

પછી પૂજારીને હાકલ દીધી :

'પૂજારી! એ પૂજારી! બાપ, આ તારા માણા સંભાળી લેજે.'

પૂજારીએ દાણા ઠાલવી લીધા.

આમ લુણા મેરે તમામને અનાજ પહોંચાડ્યું. પછી સાંજે ઘેર જઈ હાથપગ ધોઈ તુલસીક્યારે જઈ વંદના કરી બોલ્યા :

'બાપ મેરુ! ઠાકરદ્વારાની શમરોટી પોગી ગઈ! ધર્મ શાળામા ઓલી ગરુડી ડોશીને રોટલો પહોચાડી આવ્યા?'

'હા'

આટલુ જાણ્યા પછી લુણો મેર વાળુ કરવા બેઠા વાળુ કરી ડેલીએ માળા લઈ બેસી ગયા માળા ફેરવતા ફેરવતા ઈશ્વરને એ આરજૂ કરતા હતા

'હે મોરલીધર! મારુ મન આટલુ બધુ લાગણી વાળુ કા કર્યુ? વ્યવહારમા રહી હરિ, મારાથી ત્યાગીના જેવુ આચરણ થઈ જાય છે એથી ભાગે આપદા ઊભી થાય છે કરુણાળુ! પણ કરુ કેમ! બીજાના દુખ જોઈ શકાતા નથી! બીજાના દુખ જોતા જ, મારો માયલો અદરથી પ્રજળવા માડે છે તે ક્ષણે ભાન ભુલાઈ જાય છે કે, હુ દુનિયા વચ્ચે રહેતો પામર જીવ છુ મારે આ સતોના જેવા વૈભવ ન પોષાય, પણ હે નાથ! તે મારુ હૃદય એવુ ઘડ્યુ છે કે, દીનદુખીઓમા, સાધુઓ અને અભ્યાગતોમા તને નિહાળુ છુ ત્યારે મન ઉપરથી મોહ અને માયાના પડદા હટી જાય છે, દિલ દરિયા જેવુ બની જાય છે, ત્યારે વ્યવહારમા દુખ ઊભા થાય છે તે વેળા હે વિશ્વભર, તુ મારી ભેળો રહેજે, મારી મદદ કરજે, મારી ટેકને તોડાવીશ મા, કીર્તિની ભાવનાના ઝેર મારા હૈયામા ઉગાડીશ મા, સત ગણાવાની ને મોટો થવાની ઇચ્છાના અકુર ફૂટે કે તુરત તે અકુરને સળગાવી દેજે, ત્રિલોવનના નાથ!'

લુણા મેરની આ આરજૂ લાબી ચાલત, ત્યા ડેલીમા બેચાર જણાએ હાથમા એકતારો, મજીરા અને મૃદગ લઈ પ્રવેશ કર્યો અને બોલ્યા

'જે મોરલીધર લુણાભા!'

'જે મોરલીધર! આવો, આવો, ભારે દયા કરી મારા માથે.'

બધાને ડેલી ઉપર બેસાડ્યા. પાણી પાયુ. પછી રોજના નિયમ પ્રમાણે બધા ગોળ કૂંડાળે ગોઠવાઈ ગયા અને એક ભજનિકે એક તારાના તાર ઝણઝણાવી ગળું મિલાવી ભજન ઉપાડ્યું :

'મૂરખ મનવાં તજ તોફાન. રટ તું એક નિરંજન નામ.' ✓

ઝીણી ચલતી–ગતમાં ભજન ઊપડ્યું. સાથે મંજીરા ભળ્યા, ભજનના નાદથી ગગનનો ઘુમ્મટ ગાજવા લાગ્યો.

'હાય હાય કરી મરે હજારો, તોય ન આવે પાર...રટ તું...'

ભજનનો બરાબર રંગ જામ્યો. એક, બે ને ત્રણ પદ ગવાયાં, ચોથું પદ શરૂ થવાની તૈયારી હતી ત્યાં ડેલીએ આવી કોઈ કે ખબર દીધા :

'લુણાભા! ખળાવાડમાં કોઈ કે તમારી નીરણના ઓઘામાં દીવાસળી ચાંપી દીધી. એ ભડકે બળે.'

સૌએ ઊભા થઈ ખળાવાડમાં બળતી નીરણ જોઈ.

લુણા મેર સમજી ગયા, આ કામ વિસામણનું.

હૃદયમાં જરાય ઉદ્વેગ કે સંતાપ નથી, ક્રોધ નથી, એ તો સ્થિતપ્રજ્ઞશા ભજન ગાનારાઓને કહે છે :

'હું મારું બાપો! ચોથું ભજન થાવા દ્યો, ચોહાર પૂરો થઈ જાય.'

અને ભજનિકોએ ચોથું પદ ઉપાડ્યું : ✓

'તેરા દયા ધરમ નહિ મનમેં, મુખડા કયા દેખે દરપનમેં?'

આમ ભજનો પૂરાં થયાં. પછી નિયમ મુજબ પ્રભુ-

પ્રસાદ વહેંચાયો. પ્રસાદ લઈ સૌ વીખરાયા, ત્યારે લુણા મેર ગેબમાં કોઈકને જાણે વિનવતા હતા :

'દયાસિંધુ! બાપડાં ગભરુડાં, અબોલ જાનવર સામેય તેં ન જોયું? તે એની નીરણુ સળગાવી દીધી?'

[ ૨ ]

ઉગમણી બાજુ મા'રાજ ઊગીને સામા થયા એટલે લુણા મેર ઠાકરદ્વારે દર્શન કરવા જવા જેવા તૈયાર થાય છે ત્યાં ગામના પટેલ પુના મેર ડેલીમાં આવ્યા.

પટેલ એટલે ગામનો આગેવાન. બીજા અર્થમાં કહીએ તો ગામનો સરમુખત્યાર. ગામ આખા પર તેની શેહ. જો કોઈ અવળો ચાલે તો પલકવારમાં ખાતાદારને કે ઉભડને દંડી નાખે, વાંકમાં લઈ લે. એટલે સૌ તેની મેર ચાહે એવો આ ગામ-પટેલ, જેવો લુણા મેરની ડેલીમાં આવ્યો એવો લુણા મેરે આવકાર આપ્યો :

'આવો પુના પટેલ આવો!' કહી લુણા મેરે બેસવા આસન દીધું.

'હા ભા, થોડાક કામે, તમ પાસે આવ્યો છું.'।

'ખુશીથી કહો, થાય એવું હશે તો કરીશ.'

'તમારી તો વાતમાંથી મોણ જ ન ગયું, લુણા મેર! થાય એવું હશેને! એમ હશેને-આવું આવું બોલ્યા કરો, તે ન થાય એવું હોય તો હું આવું ખરો?' પટેલાઈના અધિકારછાંટ્યા અવાજે પુનો મેર જરા કરડાકીમાં બોલ્યા.

'ત્યારે બોલો બાપ! જે કામ હોય તે!'

'આ તમારી ઘોડી છે ને!'

'હા.'

'તી જરાક, સામે ગામ મારે લઈ જવી છે.'

'મારી ઘોડીની તમને ખબર નથી?'

'શું?'

'ઈ ઘોડી તો રણછોડરાયના રથમા જોડાય છે.'

'એટલે?'

'એટલે ઈ દેવાંગી ઘોડી, બીજાને ચડવા ન અપાય, ઈ રણછોડરાયની ઠરી.'

'આ તમે કેની સાથે વાત કરો છો? અને કેમ આવા જવાબ ઘો છો?'

'ગામના પટેલ પુના મેર સાથે.'

'ના પાડવાનું પરિણામ જાણો છો?'

'પરિણામ ગમે તેવું આવે, બાકી ઘોડી હું બીજાને ચડવા ન આપું.'

'ઠીક, જોઈ લેવાશે' કહી પેટમાં ઝેર ભરી, પટેલ ઊઠી હાલતો થયો. હુણો મેર દર્શને ઊપડ્યા.

[ ૩ ]

'ભફ' કરતી ઘોડી, ઊંચી ભેખડ ઉપરથી નીચે નદીમાં પડી. વિસામણે જોયું તો ભેખડ ઉપરથી પડેલી ઘોડીએ થોડીવારમાં તરફડી પ્રાણ તજી દીધો.

ચરતી ઘોડીનું ડામણ છોડી વિસામણ હજી તો દશ ડગલાં આગળ હાંડ ગયો હશે, ત્યાં ઘોડી ઉપરથી નીચે નદીમાં પડી ગઈ અને પ્રાણ જતો રહ્યો.

મરી ગયેલ ઘોડી ઉપર પોતાની પછેડી ઓઢાડી, વિસામણ ઊભો ઊભો આંસુ સારતો હતો. તેના અંતરમાં પીડા થતી હતી. પોતાને નજરે હણહણાટ કરતી

ઘોડીનું મૃત્યુ જોઈ તેને વેદના થતી હતી. ત્યાં ગામનો પટેલ પુનો મેર નીકળ્યો. એણે દૂરથી આ મરેલી ઘોડી પાસે ઊભેલા વિસામણને જોયો. વિસામણને અને લુણા મેરને અણબનાવ છે એ પણ પટેલ જાણતો હતો. પોતાને લુણા મેરે ઘોડી નહોતી આપી, એ પણ તેણે યાદ રાખ્યુ હતું; એટલે ઘા કરવાનો પટેલે આ સારામાં સારો મોકો જોયો.

'કાં વિસામણ, શું થયુ?'

'થાય શું? આ ઘોડી ફાટી પડી!'

'અમે જાણતા'તાં.'

'શું?'

'તારી ઘોડી મરી જવાની હતી તે.'

'તમને ખબર હતી?'

'હા, ભા હા, ઘોડી ને તું બેય ઊકલી જવાના હતા, પણ તારી આવરદા તે તું રહી ગયો અને ઘોડી ગઈ.'

'એ કેમ કરતાં? પટેલ, વાત તો કરો?'

'હજીયે તને કેમ થયું તે સમજાતું નથી?'

'ના, ના, ઠાકરના સમ!'

'આ ઈ અધાય કામા 'આ લુણા મેરના!'

'લુણા મેરના! ઈ તો સંત પુરુષ છે!'

'શું ધૂળ સંત હોય! એ મેલી વિદ્યાનો જાણનારો છે, મેલી વિદ્યાનો!'

હળાહળ જૂઠી વાત, પણ વારંવાર કહેવામાં આવે તો માણસને તેમાં સત્યનો ભાસ થાય છે. વિસામણ માટે તેવું હતું.

'સાચું કહો છો?'

'ત્યારે શું ખોટું? તારા સમ! શું ભાઈ આ તારી ઘોડી, શું ઘોડી? અહોહો! હાલે ત્યારે ઇંદ્રના દરબારમાં અપ્સરાએ જાણે નાટારંભ માંડ્યો.'

ઘોડીની મૃત્યુવેદના–કાળે વિસામણને આ લુણા મેરની મેલી વિદ્યાના જાણકારની વાત હૈયે બેસી ગઈ. પટેલની રમત તે કળી શક્યો નહીં. ક્રોધનો માર્યો એ સીધો લુણા સંતની ડેલીએ આવ્યો. ડેલીએ લુણા મેર એકલા હતા. છોકરો મેરુ આજ પરગામ ગયો હતો.

હાથમાં માળા લઈ સંત માળા ફેરવતા બેઠા છે. ત્યાં જઈ તેમના વાંસામાં વિસામણે ફડ, ફડ, ફડ...લાકડીના ત્રણ ઘા ઝીંક્યા. ડેલીના ખાટલા ઉપરથી સંત ગોથું ખાઈ ભોંય ઉપર પડી ગયા. પડ્યા ભેળા જ ઊભા થઈ ગયા અને મારનાર જેવો નાસતો હતો, તેવો જ તેને ઓળખી ગયા અને મીઠાશથી બોલ્યા :

'વિસામણ! બાપ વિસામણ! તું?'

મોરલીના નાદે જેમ મણિધર વશ થાય, તેમ આ શબ્દોથી વિસામણના પગ આગળ જવા ઊપડી શક્યા નહિ, જમીન સાથે જડાઈ ગયા. લુણો સંત ફરી બોલ્યા :

'વિસામણ! તેં મને માર્યો? ભલે માર્યો! તું તો મારા મેરુ જેવો. આ ખોળિયા માથે તારો હક્ક છે, તેનો કાંઈક વાંક હોય તો દંડ દેવો જ પડે ને? અહીં આવ્ય, બાપ, અહીં બેસ.'

મૂંગો મૂંગો વિસામણ, લુણા સંતની પાસે આવ્યો,

પણ ઊંચું જોતો નથી.

'ઊંચે જો ! વિસામણ ! આમ મારા સામે જો ! મૂંઝા મા !'

લુણા સંતના વાકયે વાકયે પ્રેમ અને મમતાનાં અમી છલકાતાં હતાં. વિસામણે ઊંચે જોયું, લુણા મેરની આંખમાં-થી અમી વરસતાં હતાં. સંતની આંખ સામે એ જોઈ ન શક્યો, એના પસ્તાવાનો કોઈ પાર ન હતો. સંત લુણા મેરના મોં પર ક્રોધની એકે રેખા સરખી ન હતી.

વિસામણ આવ્યો હતો તે જ ઝડપથી પાછો ચાલ્યો ગયો.

મારગે પુનો પટેલ મળ્યા. વિસામણને ઊભો રાખ્યો.

'કાં વિસામણ ! શું કરી આવ્યો ?'

વિસામણ બોલતો નથી: તેની આંખો ધરતી ભણી છે.

'હું નહોતો કહેતો કે, ભાઈ, ઈ મેલી વિદ્યાનો જાણ-નારો છે. જો તને કાંઈક કરી મેલ્યું ને ? બોલ્યા જેવોય રહેવા દીધો !'

અને વિસામણના હૃદયમાં બેઠેલ દાનવ પાછો સળ-વળી ઊઠ્યો. પાછો પટેલની વાત પર કાન દીધો. પટેલ આ પરિવર્તન જોઈ-જાણી ગયા એટલે વાત આગળ લંબાવી:

'ભલા માણસ ! આપણે ક્યાં જીવ સાટે જીવ જોઈએ છે, આપણે તો માલને બદલે માલ માગીએ.'

વળી વિસામણની સામે, મરી ગયેલી ઘોડી તરવરવા લાગી. માથામાં પટેલના શબ્દો ઘૂમરી લેવા માંડ્યા :

'માલને બદલે માલ માગીએ.'

ને એણે મનોમન ગાંઠ વાળી : 'આજ કાં ભગત નહિ

જો ઘોડીને બદલે ઘોડી ન મળે તો!'

[ ૪ ]

મધ્યરાત્રી થવા આવી છે. કાજળકાળી રાતનું અંધારું ઘૂંટાતું જતું હતું. મહિયારી ગામ નિદ્રામાં પડ્યું છે. લુણા મેરની ડેલીએથી ભજન ગાનારા પણ અખઘડી ગયા હતા. સંત લુણો મેર ડેલી ઉપર ઢોલિયામાં સૂતો સૂતો ઈશ્વરને વીનવતો હતો :

'હે દયાનિધાન! આ ધરતી માથે હવે મને ગોઠતું નથી. માણસો મને જાદુગર માનવા લાગ્યા. મને પીડા થાય છે અને એ બધું મિટાવવા તને હું નહિ બોલાવું! તારી કૃપાનો ઉપયોગ, આવા મામૂલી કામમાં નહીં કરું. ત્રિલોક-પતિ! એ તારી કૃપા તો, તારા ચરણે પહોંચવા માગીશ. મારે તારી પાસેથી કાંઈ નથી માગવું, મને હવે તારી પાસે ઝટ ઝટ બોલાવી લે, અસૂરું કર મા, મોરલીધર!'

ત્યાં કૂળીમાં ઘોડી ડાબડા પછાડવા માંડી, ખીલા ફરતી ઘૂમરીઓ ખાવા માંડી, એટલે સૂતાં સૂતાં સંતે અવાજ દીધો:

'બાપ! શીદને આમ પગ પછાડવા પડે છે? રાતેય માનવીને સૂવા નથી દેવા! ધીરી થા, બાપ, ધીરી થા!'

સંતના આ શબ્દબોલે, ઘોડી શાંત થઈ ગઈ : રાત્રી સૂમસામ ગાજે છે : ચોમેર નિઃસ્તબ્ધતા છે.

સંત 'હે ઠાકર!' કહી જેવું પડખું ફેરવે છે, તેવી જ કૂળીમાંથી ચીસ આવી :

'એ લુણાભા! દોડો, દોડો, મને એરુ આભડ્યો!'

અવાજ સાંભળતાં જ લુણા મેર પથારીમાં ઠેકડો

મારી કૂદ્યા અને ફળીમાં ગયા. જોયું તો ઘોડીના ખીલા પાસે વિસામણ સૂતો છે અને એના એક હાથની આંગળીમાંથી લોહી વહ્યું જાય છે.

સંત લુણા મેરની ઘોડી ચોરવા જતાં, ખીલા પાસેથી વિસામણને એરુએ દંશ દીધો હતો.

તરફડતા વિસામણે સંતના પગ પકડ્યા અને બોલ્યો:

'એ બાપ! મને બચાવો, હું મરી ગયો, મને બચાવો!'

લુણા મેરે જોયું તો વિચાર કરવા જેટલી વેળા ન હતી, આંગળીમાંથી લોહી વહ્યું જતું હતું. જો વધુ સમય પસાર થાય તો ઝેર લોહીમાં પ્રસરી જાય અને વિસામણ તુરત મરી જાય તેમ હતું.

સંતનું હૃદય દ્રવી ઊઠ્યું. તુરત એણે દંશવાળી આંગળી મોઢામાં લીધી અને ઝેર ચૂસવા માંડ્યું અને લોહીના કોગળા બહાર થૂકવા માંડ્યા, પણ ઝેરવાળું થોડુંક લોહી પેટમાં ગયું. બીજી બાજુ ઝેર ચુસાવાથી વિસામણને શાંતિ વળવા માંડી.

આ બાજુ સંત લુણા મેર દેહનું ભાન ભૂલવા માંડ્યા, શરીરમાં ચુસાયેલ ઝેર બધે પ્રસરવા માંડ્યું.

થોડો સમય પસાર થયો અને સંત લુણા મેર એક જીવ બચાવી ધરતી ઉપર ઢળી પડ્યા. તેમનો આતમરામ પિંજરું ખાલી કરી ચાલ્યો ગયો હતો.

અને ગિરનારની ટૂંક ઉપર ચડી, ગિરનારના સંતો-અવધૂતો, આ ધરતી ઉપરથી ધણીના ધામમાં જતા, સંત લુણા મેરનાં છેવટનાં દર્શન કરવા ટોળે મળ્યા હતા.

## સંત ગંગારામજી મહારાજ

ગંગારામજી મહારાજનો જન્મ વિક્રમ સંવત ૧૯૪૨ના વર્ષે મોરબી પાસેના અદેપર ગામે શ્રી દયારામજી મહારાજને ત્યાં થયો હતો. ગુજરાતી સાત ધોરણ સુધીનુ શિક્ષણ તેમણે ત્યાં જ લીધું હતું. સંસ્કૃતનો અભ્યાસ મોરબી રવાજીરાજ પાઠશાળામાં કર્યો હતો.

શ્રીરામચરિતમાનસ, વિચારસાગર, વિચારમાલા વગેરે ગ્રંથનો અભ્યાસ ભાણ સંપ્રદાયના એક મહાત્મા પાસે રહી તેમણે બાલ્યકાળમાં પૂરો કર્યો હતો.

તેઓ બચપણથી મિતભાષી, વૈરાગ્યવાન અને સેવાભાવી હતા. તેમણે થોડો સમય નોકરી કરેલી, પરંતુ વૈરાગ્ય અને પરહિતનાં કાર્યોમાં રત રહેવાથી તેમને નોકરીમાં ફાવ્યું નહીં. દિવસે દિવસે સંતસેવાની લગની વધવા લાગતાં બાજુમાં આવેલા ઝીંઝોડા ગામમાં કાનડાંગરિ નામના મહાત્માના સ્થાને જઈ રહ્યા. ત્યાં દરરોજ એક મણ બાજરીના આટાની રોટી બનાવી પોતાના હાથથી સંતોને જમાડતા. આ સેવા પૂરું એક વર્ષ કરી તેઓ ઘેર આવ્યા.

ઘરમાં પણ વ્યાવહારિક કામ ગમ્યું નહિ. પર-સેવાના ભાવો સાથે વિશ્વમાં આવનાર વિશ્વબંધુને એક જ કુટુંબ, ગામ, સ્થાન કે જાતિની સેવામાં ગોંધાઈ રહેવું પરવડતું નથી-ગમતું નથી. આથી ઘેરથી કોઈને કહ્યા વિના ગિરનાર તરફ ચાલ્યા ગયા અને સેવાદાસજી મહારાજની પાસે વૈષ્ણવી દીક્ષાથી દીક્ષિત થયા. ત્યાં રહી તેમણે રામાયણનો વધુ અભ્યાસ કર્યો.

ઘેર ભાઈ, માતા વગેરેને ચિંતા થવા લાગી. શોધ-ખોળ થતાં ગિરનાર પર પત્તો મળી આવતાં મોટા ભાઈ, માતા, સહુ ગિરનાર આવી મહાત્માજી શ્રી સેવાદાસજી મહારાજ પાસે હકીકત જણાવતાં રડી પડ્યાં.

'ગંગારામ, બેટા! તારાં માતા, ભાઈ, સહુને તારા અહીં રહેવાથી દુઃખ થાય છે. ઘેર જા. ત્યાં રહી સંતસમાજની, ગાયો અને ગુણવાનની સેવા કરજે. વિરક્ત બનીને જે કાર્ય કરવાનું છે તે ગૃહસ્થાશ્રમી બનીને પણ થાય તેમ છે. તું તો આજન્મ સાધુ છે. તારાં માતા, પિતા, પરિવાર બધાં સાધુ છે. મારી આજ્ઞા છે, ઘેર જા. સહુનાં દુઃખ તારા ઘેર જવાથી ઓછાં થશે.'

'મહારાજ, ત્યાં મને ફાવતું નથી. આપના ચરણમાં આનંદ છે.' ગંગારામજીએ પ્રાર્થના કરી.

'મારો આશીર્વાદ છે કે, તું મહાપુરુષ બનીશ. તારા હાથથી અનેક સત્કર્મો થશે. તારી કીર્તિ દિગંતમાં વ્યાપશે. તું સમર્થ વક્તા બનીશ. તારા ઉપદેશથી અનેકનાં કલ્યાણ થશે. અહીં રહીશ તો જગ્યાનો મહંત બનીશ, આથી વધુ લાભ નથી. આ પણ એક બંધન જ છે. સ્થાનધારી સંતો પાકા ગૃહસ્થાશ્રમી જ હોય છે. તને હજુ ઊંડો અભ્યાસ નથી બેટા! उपरकी सब अच्छी बनी, फिर भीतर की गति गोविंद जाने। આવું બધું અહીંયાં છે. તારી વાણીમાં સિદ્ધિ છે. તારે શબ્દે મજબૂત હૈયાં દ્રવી જશે. જીવનભર પરોપકાર કરતો કરતો રામગુણ ગાજે, તારો ભવનો ફેરો સફળ છે.'

ગુરુઆજ્ઞા માથે ચડાવી બાલયોગી ઘેર આવ્યો અને માતા-ભાઈના આગ્રહને વશ થઈ લગ્ન કરી ગૃહસ્થાશ્રમી બન્યો.

[ ૨ ]

ત્યાગવીરોને બંધન અકળાવે છે. તે તક મળતાં જ શૃંખલા તોડી નીકળી જાય છે. ગંગારામજી પણ ઘેરથી એક મિત્ર સાથે હિમાલયની યાત્રા કરવા નીકળી પડ્યા.

હરિદ્વાર સુધી વિના હરકતે પહોંચાયુ. હરિદ્વારથી યાતનાનો આરંભ થયો.

આ વખતે મોરબીના મહારાજ સર વાઘજી પોતાની સાથે ૩૦–૪૦ માણસો લઈને યાત્રાર્થે નીકળેલા. એમની મુલાકાત ઋષિકેશથી બેચાર મુકામ આગળ જતાં થઈ. તેમણે ગંગારામજી અને તેમના સાથીદારને મોરબીના રહેવાસી માની સાથે લીધા અને અકેક ઘોડાની સેવા કરવાનું કામ સોંપ્યું. યાત્રામાં જડભરત–રહુગણ રાજા જેવી સ્થિતિ બની. તેમણે ઘોડાની સેવા કરવી સ્વીકારી અને સંઘ સાથે જોડાઈ આગળ ચાલ્યા.

મહારાજા મોરબીથી યાત્રાર્થે નીકળ્યા. ત્યારથી દરરોજના પચીસ બ્રાહ્મણો જમાડતા. ઋષિકેશથી થોડે સુધી તો બ્રાહ્મણો મળી આવ્યા. પરંતુ જેમ જેમ કેદારનાથના માર્ગે આગળ વધ્યા તેમ તેમ સંખ્યા પૂરી થવામાં મુસીબત પડવા લાગી. મહારાજનું મન કચવાવા લાગ્યું. યાત્રામાં સાથે જામનગરના પ્રસિદ્ધ વૈદ્યરાજ ઝંડુ ભટજીના નાના ભાઈ વિશ્વનાથ વૈદ્ય અને ભારતના પ્રસિદ્ધ શીઘ્ર કવિ મહામહોપાધ્યાય શંકરલાલજી હતા. તેમને બોલાવી મુશ્કેલીનો તોડ કાઢવા કહ્યું.

શાસ્ત્રીજી બોલ્યા: 'નામદાર, શાસ્ત્રોમાં એવો ઉલ્લેખ છે કે,

नामसाधुर्दश विप्राणाम् कर्मसाधुः शतानि च।

નામમાત્રનો સાધુ દશ બ્રાહ્મણ બરાબર અને કર્મ-સાધુ સો બ્રાહ્મણ બરાબર માનવો. तीर्थभूता हि साधवः। સાધુ તીર્થસ્વરૂપ છે. साधूनां दर्शनं लोके सर्वसिद्धिकरं परम्। સાધુઓનાં દર્શન સર્વ પ્રકારની સિદ્ધિ આપનાર છે. આપણી સાથે આપે ઘોડા સાચવવા આપ્યા છે તે બન્ને સાધુઓ છે. તેને જમાડવાથી આ આપની સંખ્યા પૂર્ણ થયેલી ગણાશે. આ સર્વ મેં તીર્થમાર્ગે શાસ્ત્રોનો આધાર લઈ કહ્યું છે.'

વૈદ્યરાજે પણ સંમતિ આપી. સંતોના હાથમાંથી ઘોડા લઈ મહારાજે પસ્તાવો કર્યો. બન્નેનું પૂજન કરી જમાડી પોતાના વ્રતનો નિયમ પૂરો થયો જાણી આનંદ પામ્યા.

ત્યારથી શ્રી ગંગારામ મહારાજ સાથે મોરબી દરબાર-નો સ્નેહ જામ્યો. યાત્રા પૂરી કરી ઘેર આવ્યા પછી તેમને મોરબીમાં રાજકીર્તનકાર તરીકે રાખી લીધા.

આ રીતે ગંગારામ મહારાજ હરિકીર્તનકાર બન્યા.

## [ ૩ ]

તેઓ હરિકીર્તનકાર થયા તે જ અરસામાં મોરબીમાં પ્રસિદ્ધ કીર્તનકાર અનંતપ્રસાદજી વૈષ્ણવનું આગમન થયું. પ્રસાદજી પ્રેમી ભક્ત હતા. એમની કીર્તન કરવાની શૈલી લાક્ષણિક હતી. તેઓ રામાનુજીય વૈષ્ણવ હોવાથી ઉપાસના-ભાવો પ્રબળતર હતા. મોરબીના રાજકુટુંબને અને નગરજ-નોને એક માસ રંગમહેલમાં કીર્તનો સંભળાવ્યાં. આ વખતે શ્રી ગંગારામ મહારાજને અને પ્રસાદજીને ગાઢ મૈત્રી જામી ને છેક સુધી એકસરખી રહી. પ્રસાદજી ગંગારામજી

મહારાજ તરફ પૂજ્યબુદ્ધિ રાખતા, સન્માન કરીને કથાનો આરંભ તેમની પાસે કરાવતા. ગંગારામ મહારાજ પણ પ્રસાદજીને તે જ રીતે માનતા.

એક માસના સત્સંગે મોરબી દરબાર સર વાઘજી પર સારી છાપ પડી. પ્રસાદજી ગયા પછી શ્રી ગંગારામભાઈએ કથા ચાલુ જ રાખી. તેમના હરિકીર્તનમાં પાંચથી સાત હજાર માનવીઓ સહેજે એકઠા થઈ જાય. સેવાદાસજી મહારાજની અને લોકોની સેવાના આશીર્વાદે તેઓ ધુરંધર વક્તા બન્યા. તે સમયમાં તેમની બરોબરિયો કોઈ વક્તા ન હતો. આમ જીવ્યા ત્યાં સુધી હરિકીર્તનમાં ભગવત–આરતી ઉતારતાં જે મળી આવે તે ગૌસેવામાં આપતા. પછી તે ગમે તેટલી રકમ હોય.

એક વખત કરાંચીમાં જનતાના આગ્રહને વશ બની તેઓ ગયા. ખાલચોકમાં કથાસ્થાન નક્કી કરવામાં આવ્યુ. માનવસાગર લહેરાવા લાગ્યો. હિન્દુ–મુસ્લિમ બન્ને પક્ષો સરખા રસથી સાંભળતા. એક દિવસ આરતી ઉતારવા મુસલમાન ભાઈઓ આગળ આવ્યા. ઓગણીસો રૂપિયા આપી ભગવાનની આરતી એક વહોરાજીએ ઉતારી. આ રકમ ગૌશાળામાં નિયમ મુજબ પહોંચાડવામાં આવી.

મોરબી મહારાજ સર વાઘજી સ્વર્ગસ્થ થતાં તેમના પછી શ્રી લખધીરસિંહજી ગાદી પર આવ્યા. તેમણે મહા રાજને તે પદ પર રાખ્યા અને અનેક વાર કથા શ્રવણ કરી.

એકવાર મહારાજા લખધીરસિંહજીની તબિયત લથડી. ખૂબ જ બીમારી વધી પડી. એ સમયે એમણે દરરોજ સવારસાંજ શ્રી ગંગારામજી મહારાજ પાસે ચાર માસ સુધી ભગવત્વાર્તા સાંભળી હતી.

'મહારાજ! આપ ઉપદેશક થયા તેમ વૈદ થયા હોત તો ઘણું સારું થાત. તન અને મન બન્નેની આરોગ્યતા માટે અમારે જુદા દોડા કરવા પડત નહિ. જુઓને કેટલા ડૉક્ટરો બદલાવવા પડ્યા, વૈદોને બોલાવવા પડ્યા!' દરબારે એક દિવસ કથા પૂર્ણ થયા પછી કહ્યું.

શ્રી ગંગારામજી સ્મિત સાથે બોલ્યા: 'કોણ કહે છે કે હું વૈદ નથી? માનસિક રોગની દવા જાણનાર શારીરિક રોગ દૂર કરે જ એ આશ્ચર્યજનક વાત નથી; કારણ કે દરેક રોગનું પ્રભવસ્થાન મન છે. સર્વપ્રથમ માનવોનું મન દૂષિત થાય છે. પછી જ તન દૂષિત બને છે. તન-મનનો ગાઢ સંબંધ છે. જેટલી મનશુદ્ધિ તેટલી તનશુદ્ધિ આપોઆપ રહે છે. નીરોગી મનવાળાનાં શરીર નીરોગી રહે છે.

'ત્યારે આપ મારા મનને દૂષિત માનો છો?' દરબારે પ્રશ્ન કર્યો. આ સ્થાને અન્ય વ્યક્તિ હોત તો ખુશામત કરવા લાગી જાત. સંતસ્વભાવ મુજબ ગંગારામજીએ ધીમેથી જવાબ આપ્યો: 'જી હા, ખૂબ જ માનસિક રોગથી પીડાઓ છો. મારી ઔષધિ આપના રોગને દૂર કરવા કામિયાબ નીવડતી નથી અને એથી જ આપના શારીરિક દોષો સંપૂર્ણ રીતે દૂર થતા નથી.' આમ સ્પષ્ટ કહેનાર દરબારને પહેલા જ સંત મળ્યા.

શ્રી લખધીરજીએ કહ્યું: 'ત્યારે આપ માનસિક રોગની દવા કાંઈ આપતા નથી?'

'આપુ છું, મહારાજ! આપ પથ્ય સાથે લેતા નથી. હજુ આપને મારા વૈદા પર સંપૂર્ણ શ્રદ્ધા નથી. શ્રદ્ધા જામશે ત્યારે દવા લેવાશે અને દવા પેટમાં જતાંજ રોગ

નિર્મૂળ થવાનો.'

'જ્યારે વાત આમ છે તો આજે જ દવા શા માટે ન લેવી? નકામો વખત બગાડવાથી શો લાભ? બોલો, શી દવા?'

'મહારાજના માનસિક અને શારીરિક રોગની નિવૃત્તિ અર્થે મારી પાસે દવા છે, જેનું નામ દયા. મહારાજ, દાન કરો; ગરીબોના આશીર્વાદે આરામ થઈ જશે.'

દરબાર વિચાર કરવા લાગ્યા. શ્રી ગંગારામજી ફરી બોલ્યા: 'મહારાજ! વિચારવા જેવું કશું નથી:

પાની બાઢ્યો નાવમેં, ઘરમાં બાઢ્યો દામ;
દોનું હાથ ઉલેચિયે, યહી સયાનો કામ.

વહાણમાં પાણી ભરાય અને ઘરમાં દ્રવ્ય ભરાય, બન્નેને ઉલેચવામાં જ સલામતી છે. ડાહ્યા માનવીઓ પળનો પણ વિલંબ કર્યા વિના પાણી ઉલેચે છે. પાણી વહાણને અને દામ કુળને હાનિ કરે છે. મહારાજ! પ્રજાના પૈસા પ્રજાના હિતમાં વાપરવામાં વિચારવા જેવું કશું નથી. આપ યુવરાજપદ પર હતા ત્યારે આપને કોઈ કહેતું નહિ. આ જ આપ મોરબીના ભાગ્યવિધાતા છો, જેનું તેને દેવાની વાત છે. બાકી તો–

ચલ યૌવન ચલ રાજધન, ચલ વૈભવ ચલ દેહ;
યહ ચલાચલી કે વખત મેં, ભલાભલી કરી લેહ.

યૌવન ચિરકાળ રહેવાનું નથી, તે જ સ્થિતિ રાજ, ધન, દેહ અને વૈભવની છે. આ બધું પરિણામશીલ છે, નાશ પામશે; માટે જો સમય હાથમાં છે તો આ ચલાચલીના મેળામાં ભલાભલી કરી લેવી એ જ ડહાપણની વાત છે. બાકી, કાળનું કામ કાળ કરશે.'

'હું એ વિચારું છું કે કેટલી રકમ દાનમાં આપવી?' દરબારે કહ્યું.

'મહારાજે મોરબીરાજની એક સાલની ઊપજનું દાન ઓછામાં ઓછું કરવું. આપ શ્રીમાન રાજા છો. આપની તિજોરી પર ભગવાનની મહેર છે. 'હાથે સો સાથે,' અંતર્યામી પ્રેરણા કરે તે દાનમાર્ગે વાપરો.'

મહારાજાએ પત્ર લઈ તેના પર ૫૦) લાખનો આંક લખી બતાવી કહ્યું: 'મને આમ ઠીક લાગે છે.'

તે વાંચી ગંગારામજી બોલ્યા: 'વાહ! આપના નામ સાથે જોડતાં સખાવતની રકમ સુંદર લાગે એવડી છે. એની વ્યવસ્થા કરવા કાલે જ યોગ્ય કરશો. અનુભવીઓ કહી ગયા છે કે—

કાલ કરંતાં આજ કર, આજ કરંતાં અબ;
કાલ કાલ બીચ કાલ હૈ, ફિર કરેગો કબ?'

વળતે દહાડે પચીસ લાખનું ટ્રસ્ટ કરી તેના વ્યાજમાંથી અનાથાશ્રમ અને અન્નક્ષેત્ર ચાલે તેવી વ્યવસ્થા કરી.

આજે પણ તે ટ્રસ્ટ હયાત છે; જેની આમદાનીમાંથી ૧૦૦થી-૧૫૦ અનાથો પોષાય છે. અન્નક્ષેત્રમાં દરરોજ નિયમિત રીતે મધ્યાહ્નને ૫૦ માનવીઓ ભોજન કરી તૃપ્તિ મેળવે છે. આ છે મહારાજની દાનવૃત્તિ અને શ્રી ગંગારામજીની શુભ પ્રેરણાનાં મીઠાં સ્વાદિષ્ટ ફળ. દાનની એવી સુંદર વ્યવસ્થા કરવામાં આવી છે કે, કાળ ગમે તેટલાં પરિવર્તનો લાવી માનવ સામે મૂકે, પરંતુ અનાથાશ્રમ અને અન્નક્ષેત્રને ઊનો વા વાય તેમ નથી.

વિ. સં. ૧૯૬૧ની સાલે મોરબી અને પરગણામાં વરસાદને અભાવે દુષ્કાળ જાહેર થયો. શ્રી ગંગારામજીએ કમર

કસી કશો બદલો માગ્યા વિના જ કથાઓ ચાલુ કરી. રાત્રે જે આમદાની થાય તેનાથી રજકો–લીલું ઘાસ વગેરે ખરીદી પશુઓને નીરવા લાગ્યા. ગાય અને અન્ય પશુઓને દરરોજ ૭૫થી ૧૦૦) મણ ખાણ મળવા લાગ્યું. પક્ષીઓ માટે દશ મણ જુવાર જુદાં જુદાં સ્થાને મોકલવાનું શરૂ કરાવ્યું. શ્રીમંતોને પ્રેરણા કરી ગરીબો માટે ખીચડી આપવાનો પ્રબંધ કરાવ્યો. આમ પરમાર્થને વેગવંતો બનાવી દુષ્કાળ પૂરો થતા સુધી ચલાવ્યો. માસિક ૩ થી ૪ હજાર મણ લીલું પશુઓને વર્ષભર મળતું રહ્યું. આ તેમના હરિકીર્તનનો જ પ્રભાવ હતો. સ્વયંસેવકોએ લીલું નીરવું, ભેળું કરવું વગેરે માથે લીધું. એ સમયે સાલભરમાં કુલ ૫૦ થી ૭૫ હજાર રૂપિયાની રકમ પરમાર્થમાં વાપરી. તે સમયની આ રકમ આ સમયની પાંચ-સાત લાખ રૂપિયા જેટલી માનવી. એ સમયે રૂપિયે મણ અનાજ મળતું હતું.

ध्येयं श्रीपतिरूपमजस्रम् देयं सज्जनसंगे चित्तम् ।

આ તેમનો જીવનસિદ્ધાંત હતો. તેમણે જીવનભર ઉપદેશનું જ કાર્ય કર્યું. અમદાવાદ, મુંબઈ, કરાંચી, કલકત્તા, જેવાં સુદૂરનાં શહેરો ઉપરાંત ગુજરાત–સૌરાષ્ટ્રમાં અનેક નગરો–ગ્રામોમાં રામનામનો પ્રવાહ વહાવી લોકસેવા કરી, મંદિરોની મરામત કરાવવી, નાના ગામમાં બંધ પડેલાં સદાવ્રતો ચાલુ કરાવવાં એ એમનું પ્રથમ કર્તવ્ય હતું. તેઓ હિંદી અને ઉર્દૂ ભાષાના પ્રખર જ્ઞાતા તથા વક્તા હતા.

[ ૪ ]

વિક્રમ સંવત ૨૦૦૮ના કાર્તિક માસમાં મોરબીના રામચોકમાં તેમનાં પ્રવચનો ચાલતાં. માનવમેદની અસામાન્ય

થતી. સુદિ અષ્ટમીએ દેહ પડવાનો છે એમ એમને જણાતાં દરરોજના બે કલાકના પ્રવચનનો સમય ત્રણથી ચાર કલાકનો વધારી આનંદનો વરસાદ વરસાવવા લાગ્યા. છઠ્ઠની રાત્રીએ વ્યાખ્યાન કરીને પાછા ફરતાં રસ્તામાં શરીર લથડ્યું. તેમને ઘેર લાવવામાં આવ્યા. પોપટલાલભાઈ ડૉક્ટર તેમના મિત્ર હોવાથી તુરત જ દોડી આવ્યા. તેમને જોઈ મહારાજ હસી પડ્યા ને ડૉ. પોપટભાઈને કહ્યું: 'હવે કલેવર રહેવાનું નથી.'

ઔષધિ આપવાની અને લેવાની ના જ કહી અને હસતાં હસતાં બોલ્યા :

औषधं जाह्नवीतोयं, वैद्यो नारायणो हरिः ।

ગંગાજળ એ ઔષધિ છે અને ભગવાન નારાયણ એ વૈદ્ય છે.

અષ્ટમીના સૂર્યોદયે દેહ તજી પ્રાણ વિશ્વપ્રાણમાં મળી ગયા. જીવનજ્યોતિ મહાજ્યોતિમાં લીન થઈ; સ્થૂલ દેહને સન્માનવા શિષ્યગણો તૈયાર થયા.

મોરબીના નાગરિકોને સમાચાર મળતાં દુકાને દુકાને મહાત્માના દેહના અંતિમ દર્શન કરવા ભીડ જામી. તેમણે રાત્રીએ આપ્તજનોને સૂચના આપી હતી કે 'મારા દેહને કશાય આડમ્બર વિના જ ગરીબોના દેહની જ્યાં અંતિમ અવસ્થા થાય છે ત્યાં જ તેનો અગ્નિસંસ્કાર કરજો. મારા દર્શનાર્થે લોક આવી શબને સન્માને એના કરતાં મારા કથનને યાદ કરી તે પ્રમાણે જીવનનો માર્ગ નક્કી કરે, એને મારું મહાસન્માન કર્યું માનીશ.'

તેમના દેહને ચૂપચાપ ગરીબોના સ્મશાનમાં લઈ ગયા અને ત્યાં જ અંત્યેષ્ટિ સંસ્કાર કરવામાં આવ્યો.

## સંત મીઠો ઢાઢી

લીંબડીના નગરચોકમાં માનવસમુદાય માતો નથી. પચીસ-ત્રીસ માણસો ગોળ કૂંડાળું ફરતા ગાય છે. તેની વચમાં ટૂંકી પોતડી, અરધી બાંયની બંડી, હાથમાં કરતાલ અને દેહ પર લોકોએ છાંટેલા ગુલાલ તથા પગે ઘૂઘરા બાંધેલો એક આદમી કૂંડાળાની વચમાં ઊભો ઊભો ગવડાવે છે. સાથે મૃદંગ વાગે છે. લોકસમુદાય પરમ શાંતિથી ગાનારના બુલંદ ગળામાંથી નીકળતા એક એક શબ્દનું પાન કરે છે. હીંચ-તાલમાં ઘૂઘરા અને કરતાલના તાલમાં-તે ગાય છે :

હરિ વેણુ વાય છે રે હો વનમાં, તેનો સ્નેહ વાધ્યો છે મારા તનમાં…હરિ.
ચીતડામાં ચટપટી રે હો લાગી, જીવન જોવાને હું જાગી.. હરિ.
રસિયાજીના રે હો રાગે, વ્યાકુળ કીધાં છે વૈરાગે…હરિ.
ગતમત ભૂલી રે હો ઘરની, વનમાં વાંસળી વાગી સ્નેહની.. હરિ.
ધીરજ ઢળીયું રે હો ધ્યાને, કંકણ નેપુર પહેર્યાં કાને. હરિ.
સેંથે કાજળ રે હો સાર્યાં, સ્નેહમાં બાળકને રે હો વિસર્યાં. હરિ.
પ્રીતે પરવશ રે હો કીધાં, સજના લોપી મન હરિ લીધાં…હરિ.

કૃષ્ણભક્તિનું રસતરબોળ પદ. ગાનાર આદમી એવા તો ઊર્મિભરપૂર ભાવે આ રાસ બોલતો હતો અને પ્રેમ-ભાવનાના એવા તો મધુર ઝંકાર તેમાંથી ઊઠતા હતા કે, સાંભળનાર સમુદાય બધોય ચિતરામણ સરખો બની ગયો હતો. તેમનાં હૈયાંય પદના શબ્દે શબ્દે જાણે શ્રીકૃષ્ણના ચરણે ભળી જતાં હતાં. ગાનારો પદ ગાવામાં એટલો તો તન્મય-તદ્રૂપ બની ગયો હતો કે, પોતે ક્યાં ઊભો રહી ગાય છે તે વીસરી ગયો હતો. ફક્ત હાથની કરતાલો અને

પગના ઘૂઘરા નિત્યની ટેવ મુજબ તાલ પુરાવ્યે જતાં હતાં.

ગાનારાએ પદ આગળ ચલાવ્યું :

કહી કહી વાર્યાં રે હો કંથે, પિયુ જેને મળવા ચાલ્યા પંથે.. હરિ.
પ્રાણ પ્રભુની રે હો પાસે, અહીં કેમ રહીએ રે ઉદાસે...હરિ.
રાન શરદની રે હો શોભે, હું હરિ મળવાને લોભે • હરિ.
ત્રિભુવન નીરખી રે હો તમને, અંગમાં આનંદ વાધ્યો અમને . હરિ.
વાલમ જોઈ રે હો વનમાં, મીઠો મહાસુખ પામ્યો મનમાં···હરિ.

પદ સમાપ્ત થયું. મૃદંગ પરની થપાટો બંધ પડી. ગાનારો કુંડાળાની વચમાં પગની આંટી નાખી હાથમાં કરતાલ લઈ આંખો બંધ કરી ઊભો થઈ રહ્યો. એનું મન બંસીધર કૃષ્ણની સમીપ જાણે ચાલ્યું ગયું છે. ઘણી વાર એ એ પ્રમાણે અબોલ ઊભો રહ્યો. સાંભળનારા શ્રોતાઓ પણ જાણે ગાનારના સામ્ય–ભાવમાં સહભાગીદાર હોય તેમ યંત્રવત્ બની ગયા છે. પદ પૂરું થયા પછી તો વાતાવરણ-માં જાણે એ સ્વર હજુ આવ્યા જ કરે છે, હજીયે એ પદનું રસપાન કરવા પ્રેક્ષકો કાન માંડે છે; પણ ગાનારો તો સમાધિદશામાં સામે જ ચૂપ ઊભો છે. તેની ઇંદ્રિયો શ્રીકૃષ્ણમાં જાણે લીન બની ગઈ છે.

સામે આવે માઢમેડી ઉપર લીંબડીના ઠાકોર હરભમજી ગોખમાંથી આ રાસ અને આ માનવસમુદાય જોતા બેઠા હતા. હૃદયની આરપાર ઊતરી જાય તેવી પદની રચના તેમના અંતર-માં ઊતરી ગઈ હતી. તેમને થયું કે આ ગાનારો મારાં આવાં પદ રચે તો મારી કીર્તિ વધે અને ગાનારો તો પોતાની લીંબડીની વસતિ છે. ઊલટું મારાં પદ બનાવવાનું કહીશું તો રાજી થઈ બનાવી દેશે! રાજાની મહેરબાની ક્યાંથી? એણે પાસે બેઠેલા નોકરને કહ્યું :

ઓધા સાંભળો તો કરું એક વાતડી રે લોલ;
ઘાતીલાની જાણી મેં તો ઘાતડી રે લોલ.
પહેલવહેલા તે વનમાં તેડાવિયા રે લોલ;
ભેળા બેસીને ભોજન જમાડિયાં રે લોલ.
રૂડા રંગભેર રાસ રમાડતા રે લોલ;
સુખે માગના તે આણી આપના રે લોલ.
પ્રભુ તમ વિણ ઘડીએ ન ચાલતું રે લોલ......ઓધા.

ધીરા ગણુગણાટની સાથે કરતાલ તાલ પુરાવતી જાય છે, અને એમ ગણુગણતો એ ઠાકોરની મેડી પાસે આવ્યો. દૂર ઠાકોર ગાદીતકિયાને અઢેલી બેઠા હતા. મીઠાએ તેમને દૂરથી અભિવાદન કર્યું.

શ્રીમંતો અને સત્તાધીશો આમ તો કોઈને આવકાર આપતા નથી, પણ જો થોડોઘણોય સ્વાર્થ હોય તો ઠંડો આવકાર આપે, તેમ ઠાકોરે પણ મીઠા ભગતને થોડો આવકાર આપ્યો :

'આવો ભગત!'

'હા બાપુ!' કહી મીઠો નામે ઓળખાયેલો આ પુરુષ પાથરેલી જાજમની નીચે બેસી ગયો, ત્યાં ઠાકોરે અવાજ દીધો :

'અરે, અરે, ભગત! સાથે બેસો, ભોંયે શા સારુ બેસવું પડે છે?'

'ભોંય ને ઉપર બાપુ, બધુંય સરખું જ છે ને?'

[illegible] તોય ભોંય પર જ બેસી રહ્યો. ઠાકોરે વાત

'એલા જા! ઓલ્યો રાસ ગાય ઈ મીઠાને અહીં બોલાવી લાવ.'

'પણ હજુ એણે આંખ ક્યાં ઉઘાડી છે બાપુ!'

'આમ આંખો કેમ મીંચી જાતો હશે?'

'રાસ કે ભજન ગાઈ રહ્યા પછી બાપુ! કલાકો સુધી એ એમના એમ આંખો બંધ કરી બેસી રહે છે. ઘણીવાર પછી જ ભાનમાં આવે છે!'

'માળો નાટક નહિ કરતો હોય ને!'

'નાટક નથી બાપુ! મેં પંડચે ઘણી વાર આવું જોયું છે.'

ત્યાં સામેના ચોકમાં ગાનારો શુદ્ધિમાં આવતો જતો હતો. કમળ સરખી આંખો ધીરે ધીરે ખોલતો જતો હતો, પગની આંટી ઊઘડવાથી ઘૂઘરાનો ધીમો રવ સંભળાતો હતો.

થોડીવારે સંપૂર્ણ શુદ્ધિમાં આવી તેણે બધા તરફ બે હાથ જોડ્યા અને વંદન કર્યું.

ત્યાં ઠાકોરના નોકરે આવી સાદ દીધો:

'મીઠા ભગત, બાપુ યાદ કરે છે, જરા આવી જજો.'

'એ આવ્યો બાપુ! પણ ક્યાં આવું?'

'ઓલી માઢમેડી માથે.' નોકરે આંગળી ચીંધી.

મીઠો તુરત હાથમાં કરતાલ લઈ જવા રવાના થયો. જતાં જતાં મનમાં ધીરું ધીરું ગણગણતો હતો. આમ ગણગણવાની તેની કાયમી આદત હતી. મીઠો આમ જાય એ લોક–વૃંદને ગમતું ન હતું. બધાની તરસી આંખો મીઠાની પીઠ પછવાડે મંડાઈ રહી હતી. અને લોકવૃંદે ધીમે ધીમે સાંભળ્યું:

ઓધા સાંભળો તો કરું એક વાતડી રે લોલ;
ઘાતીલાની જાણી મેં તો ઘાતડી રે લોલ.
પહેલવહેલા તે વનમાં તેડાવિયા રે લોલ;
ભેળા બેસીને ભોજન જમાડિયાં રે લોલ.
રૂડા રંગભેર રાસ રમાડતા રે લોલ;
મુખે માગતા તે આણી આપતા રે લોલ.
પ્રભુ તમ વિણુ ઘડીએ ન ચાલતું રે લોલ......ઓ...

ધીશ ગણુગણાટની સાથે કરતાલ તાલ પુરાવતી જાય છે, અને એમ ગણુગણતો એ ઠાકોરની મેડી પાસે આવ્યો. દૂર ઠાકોર ગાદીતકિયાને અઢેલી બેઠા હતા. મીઠાએ તેમને દૂરથી અભિવાદન કર્યું.

શ્રીમંતો અને સત્તાધીશો આમ તો કોઈને આવકાર આપતા નથી, પણ જો થોડોઘણોય સ્વાર્થ હોય તો ઠંડો આવકાર આપે, તેમ ઠાકોરે પણ મીઠા ભગતને થોડો આવકાર આપ્યો :

'આવો ભગત!'

'હા બાપુ!' કહી મીઠા નામે ઓળખાયેલો આ પુરુષ પાથરેલી જાજમની નીચે બેસી ગયો, ત્યાં ઠાકોરે અવાજ દીધો :

'અરે, અરે, ભગત! માથે બેસો, ભોંયે શા સારુ બેસવું પડે છે?'

'ભોંય ને ઉપર બાપુ, બધુંય સરખું જ છે ને?'

મીઠો તોય ભોંય પર જ બેસી રહ્યો. ઠાકોરે વાત આગળ લંબાવી :

'તમે લીંબડીના ને?'

'હા. લીંબડીના, તમારી વસ્તી!'

'ઠીક, ઠીક, પદ સારાં બનાવો છો!'

'સારાં કે નરસાં, મારો વા'લોજી મારા હૃદયમાં બેસીને બોલાવે એમ બોલાય છે. બાકી હું તો અભણ છું, આપ ક્યાં નથી જાણતા?'

'તમારાં ઘર તો ઓલી ખત્રીવાડમાં, છાલિયાપરામાં કે નહિ?' મીઠો પદની રચના અને વા'લાજીની માથાકૂટ કરશે આમ માની ઠાકોરે વાતનો ઝોક બદલ્યો.

'હા, ત્યાં જ દખણાદા બારની ખડકી.'

'આવાં પદ કેટલાંક બનાવ્યાં છે, મીઠાભગત?'

'એક હજાર!'

'આટલાં બધાં?'

'હા, મારા વા'લાજીએ બોલાવ્યાં, બીજાને સંભળાવવા શ્રીહરિએ બોલાવ્યાં, કે સાંભળનારા કાંઈ કે ભક્તિરંગે રંગાય. ભક્તિના ઘણા પ્રકાર છે બાપુ, નવધા ભક્તિ કે'વાય છે તેમાં આ કીર્તન-ભક્તિ......'

મીઠો આમ ભક્તિના પ્રકારની પારાયણ ખડકશે તો મુદ્દાની વાત રહી જશે એટલે ઠાકોરે વાત કાપી કહ્યું:

'મારું એક કામ કરશો?'

'હા, હા. કેમ નહિ, તમને પણ કૃષ્ણભક્તિનાં પદો સંભળાવી કીર્તનભક્તિમાં લીન કરી દઈશ. મારા મનમોહનની ભક્તિમાં તો કોઈ ભાગીદાર થાય તો તો હું બહુ રાજી થાઉં!' મીઠો ભગત એ જ સમાધિદશામાં બોલતો હતો.

'મારે ઈ કહેવાનું નથી, બીજું કહેવાનું છે.'

'કહો?'

'માનશો ને?'

'કેમ નહિ માનું? હું તો સૌના ચરણની રજ છું.'

'તો, જેમ તમે આ કૃષ્ણનાં પદ બનાવો છો તેમ થોડાં મારાં રાસ-પદ બનાવોને!'

સાંભળી વિસ્ફારિત આંખે મીઠો ઠાકોરની સામે જોઈ રહ્યો.

'સાંભળ્યું તમે મીઠા ભગત?'

'સાંભળ્યું, બાપુ!'

'તો બનાવશો ને?'

'ના, ના, ઠાકોર! મારો ઠાકોર કે મહારાણો દેવાધિદેવ શ્રીમોહનજી છે. હું તેના ગુણાનુવાદ ગાવાને જ સરજાયો છું, અન્યના ગાવા માટે નહિ.'

ઠાકોર સ્તબ્ધ બની ગયા. તેમણે આવા જવાબની આશા રાખી ન હતી. જરા ક્રોધ પણ ચડી ગયો, એટલે હાથની ઇશારતથી તિરસ્કૃત રીતે મીઠા ભગતને ઊઠી ચાલ્યા જવા સંકેત કર્યો. મીઠાને જોઈતું હતું એટલું જ; એટલે એણે પણ બે હાથે અભિવાદન કરી, માઢમેડી છોડી.

ક્રોધના માર્યા ઠાકોરે તે જ ક્ષણે કારભારીને બોલાવી એને કહ્યું:

'આ ઓલો રાસમંડળીમાં ઘેલાની જેમ નાચનારો મીઠો ઢાઢી મને મારા નામનાં પદ રચી દેવા ના કહે છે.'

સમજુ કારભારીએ કહ્યું:

'બાપુ, એ તો હરિનો બંદો છે, એને કોઈ બંધન નથી, બીક નથી, એને બહુ દબાવાય નહિ.'

'તો શું થાય?'

'લોકો કચવાશે, લોકોની એના તરફ કેવી લાગણી છે, તે આપ જોઈ શક્યા છો.'

'પણ મારું લીંબડીના ધણીનું કહ્યું એક ભિખારો ઢાઢી ન માને?'

'માનવું જોઈએ બાપુ! પણ એ આજ સંપૂર્ણ જ્ઞાન-માર્ગે છે, આજ એ આપણા ગામનો મીઠો ઢાઢી નથી, પણ પ્રભુભક્તિના પંથ પર વરેલો પુણ્યાત્મા છે.'

'એવી તમે લપનછપન કરો માં. કાં મીઠો મારાં પદ બનાવે ને કાં એને મના કરો કે લીંબડીની બહાર ક્યાંય ગાવા-બજાવવા જાય નહિ.'

'એ તો જરા વધુપડતું થાય છે બાપુ!'

'ભલે થાય, મારે ઈ નહિ પોસાય. એની મેળાએ સીધો થઈ મારી પાસે આવશે. તમે ન સમજો.'

કારભારી લાચાર હતા. તેણે ઠાકોરના હુકમ પ્રમાણે મીઠા-ને લીંબડી ગામ બહાર પ્રભુપદ ગાવા જવાની મનાઈ ફરમાવી.

મીઠો આકુળવ્યાકુળ બની ગયો, તેના અંતરમાં દુઃખ પેદા થયુ. 'આ શું? મને મારા વા'લાનાં ગુણકીર્તન બીજાને સંભળાવવા જવાની મના?'

## [ ૨ ]

સૌરાષ્ટ્રના આજના લીંબડી શહેરમાં, જૂના લીંબડી રાજ્યના રેકર્ડ પ્રમાણે સંવત ૧૮૫૦થી ૧૮૬૦ની સાલમાં આ સંત મીઠાનો જન્મ થયો હતો. બાપનું નામ સાહેબો. જાતે ઢાઢી-મુસલમાન. તેમનું અવસાન સંવત ૧૯૨૮માં થયું.

જાતના મુસલમાન પણ વૈષ્ણવ ધર્મ ઉપર અનન્ય શ્રદ્ધા. દૃઢ અનુરાગ. બાપદાદાના સમયની થોડી જમીન હતી તે ખેડી નિર્વાહ ચલાવતા.

મીઠો ભગત આમ તો અભણ હતા. કોઈ વંશપરંપરાની સાહિત્યોપાસના ન હતી. પણ કૃષ્ણભક્તિમાં લીન તેના હૈયામાં કાવ્યો સ્ફુરવા લાગ્યાં. અને આ કાવ્યો આજ સૌરાષ્ટ્રના ગામડે ગામડે પ્રસિદ્ધ છે. સંતતિમાં એક પુત્ર અને એક પુત્રી હતાં. પુત્રનું નામ ખીમદાસ. પુત્રી રાજસીતાપુર પરણાવેલાં હતાં.

લીંબડી ઠાકોરને તેમની કવિતા નહિ રચવા જણાવ્યા પછી તેમને માટે સૌરાષ્ટ્રમાં એક પ્રસિદ્ધ સોરઠો ગવાય છે કે,

કાંધ રવાજ ધરી, ગઢપતિને ગાયો નહિ,
ઢાઢી ધ્યાન ધરીજ, મોહન ગાયો મીઠીએ.

તેની અનન્ય કૃષ્ણભક્તિ જ્ઞાનમાં પરિણમી અને પરિણામે આ અદ્‌ભુત કાવ્યગંગા પ્રગટી–સૌરાષ્ટ્રની જનતાએ તે સાદર ઝીલી.

## [ ૩ ]

કેડે ભેટ બાંધતા અને હાથમાં કરતાલો પકડતા ભક્તપિતાને જોઈ દીકરીએ પૂછયું :

‘બાપુ, અત્યારે દિવસ આથમવા ટાણે ક્યાં જવું છે ?’

‘સમલા જવું છે બેટા !’

લીંબડીથી સમલા સાત માઈલ દૂર થાય.

‘શું કામ છે ?’

‘મારે બીજું શું કામ હોય ? શ્રી મોહનનાં ગુણ-

કીર્તન ગાવા જવું છે. ચારપાંચ ભક્તો આવી મને કહી ગયા છે કે, આજ એકાદશી નિમિત્તે સમલામાં ભજનકીર્તન રાખ્યાં છે માટે આવજો, એટલે જાઉં છું.'

'બાપુ, ભૂલી ગયા ?'

'શું ?'

'ઠાકોરે ના કહેવડાવી છે તે કે લીંબડી બહાર ગાવા જાશો નહિ !'

'જાણું છું બેટા ! પણ જેના મારે ગુણ ગાવા જવું છે તે તો લીંબડીના ઠાકોરનોય ઠાકોર છે. પછી મારે કોઈથી બીવું શા સારુ જોઈએ ?'

દીકરી બાપના ભક્તહૃદયને, એની પ્રબળ ઝંખનાને પિછાનતી હતી. તેને બાપના સામર્થ્યમાં શ્રદ્ધા હતી એટલે ન બોલી, પણ એટલું કહ્યું કે,

'રોટલો ટીપી દઉં ! બટકુંક ખાતા જાશો, બાપુ !'

'આજ તો મારા મોહનનાં નામ ગાઈ ગાઈને પેટ ભરવું છે, દીકરી ! ખાવું નથી.'

ભૂખ્યો પિતા કરતાલો હાથમાં લઈ બહાર નીકળી ગયો. સમલાને મારગે પળ્યો. મારગે–રસ્તામાં એ ગણુ ગણતો જતો હતો–હાથની કરતાલો એ રવ પછવાડે તાલ દેતી આવતી હતી :

મહાવન મોરલી રે હો વાગી;
હું તો સૂતી ઝબકી જાગી...મહાવન.
અતિ રંગ જીવન્યો રે હો મનમાં;
અમર પહેરી ચાલ્યા વનમાં...મહાવન.

કંઈ કંઈ વાર્યા રે હો કંથે;
પિયુજીને મળવા ચાલ્યા પંથે...મહાવન.
હેને પ્રીતે હરશું રે હો ફરશું;
હવે કેમ પાછા પગલાં ભરશું...મહાવન.
નાથ અમારો રે હો લાજે;
વા'લો મારો ગોકુળિયામાં ગાજે...મહાવન.
તન મન જાય તો રે હો જાજો;
કાન મોહનના રે ગુણ ગાજો...મહાવન.
અવસર ન આવે રે હો ફરીને;
કહો સખી ક્યારે ભજશું હરિને...મહાવન.
દાસ મીઠાના રે હો સ્વામી;
તન, મન, સોંપ્યાં અંતરજામી...મહાવન.

સાયંઆરતી સમયે મીઠો ભગત સમલામાં પહોંચી ગયા. ગામલોકો ખુશખુશાલ થઈ ગયા. આજુબાજુના ગામમાંથી અને લીંબડીમાંથી પણ ભાવુકો મીઠા ભગતનાં પદ સાંભળવા આવ્યા હતા.

રાત પડી. એક વિશાળ ચોગાનમાં બધાય ભેળા મળ્યા. ઝાંઝ, મંજીરા અને મૃદંગ તૈયાર થયાં. મીઠાએ કેડચ ફરતું મજબૂત ફાળિયું વીંટાળી દીધું. હાથમાંની કરતાલ ઝટકોરી પગના ઘૂઘરાનો ધ્વનિ કરી ગગનના ઘુમ્મટ નીચે પદ ઝીલતા ગામવાસીઓના કુંડાળામાં ઊભા રહી મીઠા ભગતે પદ ઉપાડયું :

જાઓ મા, જાઓ, મા જાઓ મા રે, મારા વા'લા મથુરામાં જ
અક્રૂરના રથ દેખી શ્યામા વિચારે, મારા મન મા'લો ભાવમાં રે–
સોળસેં ગોપીઓનો સંગ તજીને, કુબજાના સંગી થાઓ ના રે–

ટળવળના મેલી રે વિકમજી, નાથ નમેરા થાઓ મા રે મારા
કહે મીરાં પરસોતમ પ્રીતે, વિખ ઘોળી ઘોળી પાઓ મા રે મારા

તાલ, માપ અને લયમા આવા કૃષ્ણુરસભક્તિમા તરબોળ પદો એક પ્રહર, બીજો પ્રહર અને ત્રીજા પ્રહર સુધી ગાયા, આભ અને ધરતી વચ્ચે મીઠાની અભગ સૂરધારા જાણે બધાઈ ગઈ છે અને એ સૂરધારા વચ્ચે સાભળનારા પરવશ બની બધાઈ ગયા છે, જકડાઈ ગયા છે.

પરોઢનુ પદ્મ ઊઘડું ઊઘડું થાય છે તે વખતે મીઠાએ પ્રભાતી–સૂરે ગાવા માડ્યું ·

ગાવડી દીયો ગોપાળલાલ, અણુ નહિ રહેવાય રે,
એવી હરિ મને ગાવડી દેજો, ત્રણ ટાણા દૂધ પાય રે ..ગાવડી
મોર્ગી સોતી આપજો સુજને, ખીલે નહી ખોડાય રે,
એવી હરિ મને ગાવડી દેજો, આફુરી બધાય રે . ગાવડી
મુંઝી ગોરી ને માકડી દેજો, મન લીનુડીએ મોહાય રે,
એવી હરિ મને ગાવડી દેજો, વાછડીએ બધાય રે...ગાવડી
નેણુ કસુબી નેતરા દેજો, ગોરસ નહિ ઘૂમાય રે,
એવી હરિ મને ગાવડી દેજો, ઘીએ તાબડી ભરાય રે . ગાવડી
ખડ ખનડાવી પાણી પાજો, ઊણુ નહિ થવાય રે,
પુરુષોત્તમજી પૂરા નીરજો, ગુણુ દાસ મીઠો ગાય રે.. ગાવડી

પ્રભાત થયુ કીર્તન–સમારભ પૂરો થયો,- એટલે લોકો એક પછી એક પગે લાગવા આવવા માડ્યા. જેવા પગને હાથ અડકાડવા જાય છે તેવો જ જાણે ભડકયો હોય તેમ દૂર છલાગ ભરી મીઠો બોલ્યો :

'અરે અરે, આ શું કરો છો તમે? મને પગે લાગી પાપમા નાખો છો? ..'

'તમને અડયે તો પુન્ય થાય, મીઠા ભગત! તમારામાં તો ભક્તિની ગંગા બેય કાંઠે છલકાતી વહી જાય છે!'

'ખોટું બાપ, નરાતાળ ખોટું, હું તો પામરમાં પામર તુચ્છ જીવ છું. મને પગે લાગવાની કે એવી ગાંડીઘેલી વાતેય કરશો મા. પુન્ય તો શ્રીમોરારનાં ગુણ–કીર્તન ગાયે થાય, હું તો માટીનું પૂતળું છું. એવાં મારા વખાણ હું સાંભળીશ તો મને પાતક લાગશે, એવું કૃપા કરી ફરી ન બોલશો.' કહી મીઠા ભગતે લોકવૃંદ સામે બે હાથ જોડ્યા અને જવા રજા માગી.

અને જ્યારે એ લીંબડીમાં ઘેર પહોંચી કરતાલ નીચે મૂકવા જાય છે, ત્યાં ઠાકોરનો માણસ આવ્યો અને કહ્યું:

'હાલો, ઠાકોર યાદ કરે છે.'

'હાલો,' કહી એના એ જ પગલે ભગત પાછા વળી ગયા. તેઓ સમજી ગયા હતા કે લીંબડી બહાર ગાવા નહિ જવાની રાજ–આજ્ઞા ઉથામવા માટે જ મને બોલાવે છે.

શરીર ઉપર અબીલગુલાલ છંટાયેલા વસ્ત્રવાળો આ મીઠો ભગત બે હાથ જોડી ઠાકોરની સન્મુખ જઈ ઊભો રહ્યો. ઠાકોર તપેલ તાંબા જેવા થઈ ગયા છે.

'કેમ મીઠા ભગત, મારી આજ્ઞાનો ભંગ કરી સમલા ગયા?'

'મારા ધણીનો હુકમ થયો માટે!' જરાય થડક્યા સિવાય મીઠાએ જવાબ આપ્યો.

'એવી બનાવવાની વાત જવા દો, જીવતાં ચામડી ઉતરડાવી નાખીશ!'

'શ્રીહરિની એવી મરજી હશે તો એમ થશે. બાકી લોકોને ભજન ગાતાં સંભળાવતો હું બંધ નહિ થાઉં. આ દેહને તમારે જેમ કરવું હોય તેમ કરજો. એમ થતાં સુધી પણ મારા વા'લાજીની આજ્ઞા હું નહિ ઉથામી શકું.'

ઠાકોરને લાગ્યુ કે, મારી વાણી કરતાં આ મીઠા ઢાઢીની વાણીમાં પ્રલયતેજ છે. મારા ભય–હુંકાર સામે એની સહન કરવાની બેવડી શક્તિ થતી જાય છે, ગમેતેમ બન્યું પણ ઠાકોરે એમને જતા કર્યા અને ત્યારથી એમના પર ભક્તિભાવ પણ પ્રગટ્યો. આ પ્રસંગ પછી ઠાકોરે એમને કદી સતાવ્યા ન હતા.

## [ ૪ ]

લીંબડીમાં નવરાત્રીના દિવસો ચાલે છે. લીંબડીના મહારાણા હરભમજી ત્રીજા ગરબા સાંભળવા આવ્યા હતા. ત્યાં મીઠા ભગતનું આવવું થયું. ઠાકોરે મીઠા ભગતને વિનંતી કરી:

'ભગત! તમે શ્રીમોહન સિવાય કોઈના ગુણાનુવાદ ગાતા નથી, પણ આજ મારી વિનંતી સ્વીકારી જો માજીના ગુણ ગાઓ તો મારું મન પ્રસન્ન થશે, પછી તમારી મરજી.'

'ઠાકોર! માજી અને મારો મોહન કોઈ રીતે જુદાં નથી. હું માજીની સ્તુતિ કરું કે મોહનની કરું તે એક છે.'

'તો એક ગરબો ગાઓ!' ઠાકોરે કહ્યું.

ભગતે પોતે તે જ સ્થળે ગરબો ઘૂમી ગવડાવ્યો:

આદ્ય સુંદરીને નિત્ય નવાં, નોરતાં રે લોલ;
તે તો આદ્ય ને અનાદ્ય, આવે મોરથાં રે લોલ .....આદ્ય.

જેથી જાહેર થયું છે બીજ જગતનુ રે લોવ,
નિરનારી રહ્યુ છે, વ્યક્તાવ્યક્તનું રે લોવ.. ..આદ્ય.
જેથી ઈંદ્ર ને અસુર સુર ઉપન્યા રે લોલ,
બ્રહ્મા વિષ્ણુ ને મહેશ, રૂપ રૂપના રે લોલ. ..આદ્ય
એના રૂપમા સ્વરૂપ નગ રંગના રે લોલ;
ઓપે વસ્ત્ર ને ઘરેણા, અંગ અંગના રે લોલ. અદ્ય
ગર્દ ગાદવી જે કુમ્મતે શીરે ધરી રે લોલ;
જર્દ જાણીએ સુરે સમી રૂપે ભરી રે લોલ.. . આદ્ય.
આછી ઈંઢોણી સોહાવે નાગ શેષની રે લોલ,
કૂમઠી ફણી ધણી, વિરોધની રે લોલ . આદ્ય
ગાવે ગરબો ખગોળ કેરા ગોળનો રે લોલ;
રગ રાતડો કંઠોલ કેગ મોળનો રે લોલ......આદ્ય.
કર્યું કોડિયું, પૃથ્વી પચાસ ક્રોડનુ રે લોલ;
હોડ હારતા ન આવે, જોડ જોડનુ રે લોલ.....આદ્ય.
સાત સાગરના નીર ઘ્રત ધાતિયા રે લોલ,
બની અષ્ટકુળ પર્વતની વાટીઆ રે લોવ.....આદ્ય.
મધ્ય કાકડો, કનમ સમ મેરનો રે લોલ;
થયો ઘોનકાર શિર મહા ફેરનો રે લોલ. ...આદ્ય
જગ જ્યોતમા ઉદ્યોત દિન-રાતડી રે લોલ,
શુ વખાણીએ કરી ન જાય, વાનડી રે લોલ.. . આદ્ય.
દાસ અજાતા નથી તે દયા વડે રે લોલ;
દૈત્ય શાપીઆ પતગિયા દડી પડે રે લોલ......આદ્ય.
હરિભક્તનો ઠરાવ એક ટેકમા રે લોલ;
કહે દાસ મીઠો ટેકને વિવેકમા રે લોલ......આદ્ય

ભગતે ગરબો ગાઈ માજીને વંદના કરી.

[ ૫ ]

એ પટેલનાં નામઠામ મળતાં નથી. પણ ભાલના એક પટેલે વૈશાખી પૂર્ણિમા ઉપર સાધુ–સંતોને બોલાવી મેળો કર્યો છે. સંત મીઠો પણ ત્યાં ગયા છે. સાધુ–સંતોના મિલન–સમારંભમાં ભક્તહૃદય અલ્યું રહે ખરું? મીઠા ભગતની વાણી સાંભળવા મહાસાગર જાણે હેલે ચઢ્યો હોય એટલો માનવસમુદાય મળ્યો હતો. મીઠા ભગતે આખી રાત પ્રભુ–પદ–રાસ અને પ્રભાતિયાં ગાયાં. એમાંય એમણે પહેલા પહોરમાં એકતારામાં બુલંદ અવાજે જ્યારે 'કીધી મુને ઘેલી, ઓધા, કીધી મુને ઘેલી હો, કાનુડે કામણ કરી કીધી મુને ઘેલી રે' આ ભજન ગાયું ત્યારે સાંભળનારાઓ પોતાની હસ્તી ભૂલી જમુનાજીના કાંઠે નીર ભરતી કૃષ્ણદર્શનતરસી ગોપીઓની સંગાથમાં જાણે જઈ ઊભા હોય તેવું બની ગયું હતું.

સવાર થયું. મેળો વીંખાયો. મીઠો ભગત પણ લીંબડીના પંથે પડ્યા પણ આ 'કીધી મુને ઘેલી'નું ભજન જેની આરપાર નીકળી ગયું છે, એવા ચારપાંચ શ્રોતાઓ ભગતની પછવાડે પછવાડે ચાલ્યા આવે છે, પણ ભગતને કહી શકતા નથી કે તમે અમને આ પદ સંભળાવો.

દૂર દૂર લીંબડીનાં ઝાડવાં દેખાતાં હતાં ત્યાં મીઠા ભગતનું ધ્યાન પાછળ ગયું. જોયું તો ચારપાંચ આદમી વહ્યા આવે છે. ભગતને પાછું વાળી જોતા જોઈ તેઓએ બે હાથ જોડ્યા.

'કેમ બાપલા? આમ કઈ બાજુ? લીંબડી આવવું હોય તો હાલો સંગાથ થાય.'

'લીંબડી તો નથી આવવું પણ તમારા સુધી આવ્યા છીએ.'

'મારા સુધી? મારું એવું તે શું કામ પડ્યું?'

'તમે આ રાતે 'કીધી મુને ઘેલી'નું ભજન ગાયું હતું તે અમારે ફરી સાંભળવું છે.'

'તે તમે છેક ત્યાંથી મારી પાછળ પાછળ વહ્યા આવો છો?'

'હા, ભગત! થયું છે તો એવું જ!'

'ત્યારે એક શું આઠ સંભળાવું.' કહી મીઠા ભગતે કરતાલ ઝટકોરી ગળું ખંખાર્યું. પણ આખી રાત ગાવાથી થાકી ગયા હતા તોય એ વગડામાં નીલા આસમાન નીચે એમણે પદ ઉપાડ્યું. અને પદના અર્થો સાથે સુસંગત એવું નૃત્ય માંડ્યું. શરીરના કટકા આદર્યા :

> કીધી મને ઘેલી, ઓધા, કીધી મને ઘેલી રે હો;
> કાનુડે કામણ કરી રે, કીધી મને ઘેલી રે.
> સાળુડાની શુધ રે ભૂલી, ભાંગ પીધી લીલી ઓધા;
> સેંથાને ઠેકાણે મેં તો ચોડી દીધી ટીલી રે હો...કાનુડે.
> જળ જમુનાનાં ન્હાં'તાંજી, માથે બેડું મેલી ઓધા;
> મુખડાની માયા લાગી, નવ શકું મેલી રે હો...કાનુડે.
> ઘર તણો ધંધો ભૂલીજી, મેળમેં આહેલીઓ ઓધા;
> વનમાં વગાડી વાં'લે, મોરલી રંગીલી રે હો...કાનુડે.
> આંખડીમાં એવી લાગીજી, અષાડની હેલી ઓધા;
> મળ્યો રે મીઠાનો સ્વામી, રંગ ચાલ્યો રેલી રે હો...કાનુડે.

કૃષ્ણનાં દર્શનથી અને વેણુવાદનથી ઘેલી બનેલી ગોપી ભાલના એ પ્રદેશમાં જાણે સામે જ ઊભી છે, એવો

એક પલવાર તો સાંભળનારાઓને ભાસ થઈ ગયો. પણ આ શું? મીઠો ભગત આમ ગાયા પછી વ્યાકુળ કાં થઈ ગયા? એની આંખો ચકળવકળ કાં થવા માંડી? એનો કંઠ શોષાવા કાં માંડયો? કરતાલો લથડી હાથમાંથી ભોંય કાં પડવા લાગી?

સાંભળનારા મૂંઝાયા. એને વગડો ગજાવતી બૂમો પાડવા માંડી કે, 'દોડજો દોડજો, મીઠા ભગતને કાંઈક થઈ ગયુ....!'

વગડામાં એ આર્જવ બોલ કયાંયના કયાંય પથરાઈ ગયા, અને મીઠા ભગતથી પરિચિત એવા સીમના ખેડૂતો હાથમાં પાણીની બતકો લઈ દોડતા આવ્યા.

વૈશાખના સખત તાપમાં અને આખી રાત ગાવાના શ્રમમાં અને આ છેવટના ગવાયેલ પદના શ્રમમાં મીઠા ભગતનું ગળું તરસે શોષાતું હતું. પદ પણ તૃષાતુર કંઠે ગાયું હતું. આવેલા ખેડૂતોએ બતકમાંથી ભગતના ગળામાં જળ રેડયું અને એ ગળામાં જવાથી તેમની આંખો ખૂલી ને એ બેઠા થયા, સ્વસ્થ થયા અને લીંબડી ભણી ગયા.

સીમના નિરભ્ર ગગન નીચે તેમના ગયા પછી એ શબ્દોનાં સ્વરગૂંચળાં જાણે સંભળાતાં હતાં:

'મળ્યો રે મીઠાનો સ્વામી.'

# સંત લાલબાપુ

જામનગરના પાદરમાં અને નગરમાં આજ ઝાંઝ, કર-
તાલ અને મૃદંગની છોળ બોલે છે. લેકે મૃદંગ બાંધી
પ્રભુભજન ગાતી ભજનમંડળીઓ ગામેગામથી વહી આવે
છે. કપાળમાં તિલક, ડોકમાં તુલસીની માળા, માથા પર
કાનટોપી, અરધી બાંયની બંડી અને ટૂંકી પોતડીવાળો
સંતસમુદાય આજ જામનગરમાં ગંગાના પ્રવાહની જેમ
આવી રહ્યો છે. એકબીજી મંડળી એકબીજાને મળી
જુગજુગની જાણે ઓળખાણ હોય તેમ પ્રીતિ-ભરપૂર ભાવે
એકબીજાને મળી 'સીતારામ સીતારામ'ના નાદ ગજવે છે;
કારણ કે આવેલા બધાનો એક જ ધર્મ હતો પ્રભુ-ભજનનો;
એક જ વાંછના હતી લોકસેવાની; એક જ ઇચ્છા હૃદયે હતી
વસ્તીમાંથી ટુકડો ઉઘરાવી મુંડિયાઓને ખવડાવવાની. નહિ
કીર્તિની, નહિ જગ્યામાં આરસપહાણ પથરાવવાની, નહિ
પોતાના નામના જે જેકાર બોલાવવાની; સૌ એક જ માર્ગના
પ્રવાસી હતા-સેવામાર્ગના. માટે તો સૌ ઘડીવારમાં તો એક
કુટુંબના સભ્યો હોય તેમ એકબીજામાં તદ્રૂપ બની ગયા.

જામનગરના જામ રણમલે દેશદેશાવરથી સાધુસંતોને
બોલાવી મંડપ યોજ્યો છે. તેમાં સૌ આમંત્રિત અને વગર
આમંત્રિત સાધુઓ આવ્યા છે. સાથે મોટા મોટા સંતો
પણ આવ્યા છે.

અને આવા સંતો મળે ત્યારે શું ઇચ્છે! લાડુ, માલ-
પૂઆ કે સુખડીનાં ભોજન નહિ, બીજી વ્યવહારુ કુથલી
નહિ: એ તો ઇચ્છે એકબીજાનાં રચેલાં પદો મુક્ત કંઠે

સાંભળવાનો કે સંભળાવવાનો આગ્રહ; એટલે એકબીજા આગ્રહ કરી કરી એકમેકને પ્રભુપદો ગાવા વિનવે છે.

વળી કોઇ જૂથ કોણ કોણ આવ્યુ, કેનાં કેનાં પગલાં થયાં અને કોણ કોણ શાથી નથી આવ્યુ અને ક્યારે આવશે તેની હળવી સમીક્ષા કરે છે.

આવા આવેલાઓમાં જામનગર પંથકના કાપડી સાધુ લાલબાપુ પણ આવતા હતા. ભેળા શિષ્યો છે. લાલબાપુ જામનગર ભણી વહ્યા આવે છે. એમની ખ્યાતિ ત્યારે જામનગર વિસ્તારમાં ખૂબ હતી. વેદાંત વિષયનાં તેમણે ઘણાં પદો રચી જનતાને પીરસેલાં.

લાલબાપુ જામનગર નજીક આવ્યા ત્યાં એક મરેલી ભેંસને ચમાર લોકો ખેંચી લઈ જતા જોવામાં આવ્યા. આ ચમાર મરેલી ભેંસને ઢસરડતા ઢસરડતા લગભગ લાલબાપુની મંડળીની બાજુમાંથી જ નીકળ્યા, એટલે એક શિષ્યે કહ્યું :

'બાપુ, જરા આઘા રહીએ, આ ભેંસ મરેલી છે!'

'ભાઈ! આપણો પણ આખર તો એ જ માર્ગ છે ને!'

ભેંસ ઢસરડી જતા ચમારો કોણ જાણે કેમ થાક્યા હોય કે પછી ગમે તે હોય પણ તેઓ ખભેથી ભેંસના બાંધેલ પગમાં ભરાવેલ લાકડાં ખભેથી ઉતારી લાલબાપુને 'સીતારામ' કરી ઊભા રહ્યા.

'સીતારામ!' લાલબાપુએ સામે સીતારામ કર્યા.

'ચાલોને બાપુ! મોડું થાય છે. મંડપમાં વાટ જોવાતી હશે?'

'જાયેં ભાઈ જાયેં', પ્રથમ આ હરિભક્તો ઊભા રહ્યા તેને શું કામ છે તે પૂછી લઈએ! આપણે કાંઈ થોડા જ જામ રણમલને રીઝવવા જઈએ છીએ તે વહેલા–મોડા જવાથી ઠપકો મળશે?'

'બાપુ! આપની વાણી સાંભળવાની ઈચ્છા છે!'

'એલા મારગમાં! અહીં તમને બાપુ વાણી–પદ–સંભળાવે?'

'ત્યારે બીજે તો અમને ક્યાં દર્શન થાય છે?'

ત્યાં લાલબાપુ સ્થિર દૃષ્ટિથી મરેલી ભેંસના શરીર ભણી જોવા માંડ્યા. એકાગ્ર ચિત્તે જોયા જ કર્યું એટલે ચમાર લોકો બોલ્યા:

'એ તો મરી ગઈ છે બાપુ! એનામાં જીવ નથી!'

'કેની ભેંસ હતી?'

'એક આતાની ડોશીની હતી. ડોશી પણ આ ભેંસ બાપુ અમે ઉપાડી કે, કાંઈ માથાં પટકતી રોઈ છે, કાંઈ રોઈ છે!'

લાલબાપુ વળી પાછા સ્થિર ચિત્તે ભેંસના શરીર પર દૃષ્ટિ દોડાવવા માંડ્યા. તેમને એમ લાગતું હતું કે, આ ભેંસમાં જીવ છે, મરી નથી ગઈ, પણ ઉતાવળથી આ ચમાર લોકો આ ભેંસ લઈ જાય છે.

'ભાઈઓ! મને લાગે છે કે, આ ભેંસમાં જીવ છે!'

'તમે કેમ જાણ્યું બાપુ?' શિષ્યો પૂછતા હતા.

મરી ગયેલા જાનવરની આંખો, નાક અને મોં જેવાં આ ભેંસની આંખ, મોં કે નાક નથી. શરીરની કાંતિ છે. એટલે મને ચોક્કસ ખાતરી છે કે આ ભેંસ જીવતી જ છે.'

અને લાલબાપુ મંડળીમાંથી આગળ આવી ભેંસના
શરીર પાસે બેઠા. નાકે હાથ મૂકયો, કાન જોયા, શરીર પર
હાથ મૂકી જોયો. તેમને ચોક્કસ લાગ્યું કે, ભેંસ જીવતી
છે. પણ ત્યાં તો શિષ્યો હોકારા કરવા લાગ્યા.

'એ લાલબાપુ! આ તમે શું કર્યું? મરેલી ભેંસને
અડકયા, બારે કરી બારે કરી, નાહવું પડશે. મંડપમાં
જવાનું મોડું થશે. માળાં ટેકાં કાંઈ સમજે નહિ અને
મારગમાં લપ ઊભી કરી.' શિષ્યો બોલ્યા.

'ભાઈઓ! આપણી પહેલી ફરજ કોઈ પણ જીવ
કલ્યાણ માટેની છે. એક જીવનું ભલું થતું હોય તો પ્રભુ
ઓને મન એથી બીજી કોઈ આનંદની વાત નથી. આ
શ્રીહરિએ આપણને યોગ્ય ટેકાણે આ ચમારભાઈઓ મોક
કે જેથી આપણા હાથથી એક જીવ ઊગર્યાનો લહાવો મળે
આ ભેંસ ચોક્કસ જીવતી જ છે. તેના દેહમાં પ્રાણ છે.'

'પણ હવે અહીં દવાદારૂ ક્યાંથી કાઢવાં?'

'દવા ઈશ્વરની કૃપા અને ગાથોસાથ થોડી મ
મહેનત! તમે એક જણ જાઓ અને અ...
ક્યાંકથી પાણીનો ઘડો લઈ આવો, પાણી છાંટવાથી
લાગે છે કે, ભેંસ ઊભી થઈ જશે.'

લાલબાપુની આજ્ઞા ટાળી શકાય તેમ હતું
એટલે એક શિષ્ય મોચીવાસમાં પાણીનો ઘડો
તેમાંથી પાણી લઈ લાલબાપુએ 'રામ, રામ, હે રા
જગતપિતા! વહારે આવજો અને આ ભેંસને બેઠી
તેનામાં જીવ છે આપ વાંકા!' કહી પાણીનો છ
[illegible] જ સમજમાં હેમે પૂછ્યું
ચાલુ [illegible]

ફરી જમીન પર પછાડ્યું. એ પછડાટ બધાયે સાંભળ્યો અને એમને લાગ્યું કે ભેંસ જીવી ગઈ.

સાચી વાત એ હતી કે, ભેંસમાં જીવ રહી ગયો હતો અને તેને ઉતાવળમાં આ ચમાર લોકો લઈ જતા હતા.

ત્યાં ભેંસની માલિકણ ડોશીમાને ખબર થઈ કે, મારી ભેંસ જીવતી થઈ છે. એટલે હર્ષભેર તે દોડતી દોડતી આ સ્થળે આવી. જોયું તો ભેંસની આંખ ઉઘડી ગઈ છે, શીતળ જળના છંટકાવથી તે ભાનમાં આવી ગઈ હતી. ડોશીમા લાલબાપુને બે હાથ જોડી બોલી:

'એ બાપુ! તમે મારી ભેંસને જિવાડી? તમે તો પ્રભુ છો. તમારો ગણ નહિ ભૂલું.'

'અરે મા! એવું અવળું બોલશો મા! હું પ્રભુ કેવો! પ્રભુ તો હજાર હાથવાળો, બધાને કણ પૂરનારો, આ દુનિયાનો સર્જક અને સંહારક છે. હું તો તમારા જેવો સામાન્ય માણસ છું! તમારા જેવોયે કેમ, તદ્દન પામર-તુચ્છ માણસ છું!'

ડોશીમાએ ભેંસને ડચકારી: 'બાપુ! બાઈ! ઊભી થા બેન!' ભેંસ માલિકણને આવેલ જોઈ હર્ષમાં પૂછડું ફંગોળવા માંડી.

'બાપુ!' એક શિષ્યે કહ્યું, 'બાપુ! આ ભેંસમાં જીવ છે એ તમે કેમ જાણ્યું?'

'જો ભાઈ! આપણો સાધુનો જીવ અને વૃત્તિ જ એવાં હોય છે કે, એ કલ્યાણકારી તત્ત્વ જ ઢૂંઢ્યા કરે. આમ આપણી વૃત્તિ જ એવી ટેવાઈ ગઈ હોય છે. એવી મારી વૃત્તિ જ આ ભેંસના શરીરની અંદર કલ્યાણકારી

તત્ત્વને ખોજતી હતી કે આ ભેંસ મરી ગઈ છે કે જીવતી? પણ ઢોર મરી ગયેલુ હોય તેવાં કોઈ ચિહ્નો આ ભેંસનાં મોં પર-શરીર પર ન હતાં એટલે થોડા જળ-છંટકાવની જ જરૂર હતી. એ થઈ ગયુ. હવે ભેંસ બચી ગઈ.

શિષ્યને ગળે વાતનો ઘૂંટડો ઊતરી ગયો.

સૌ મંડળી જામનગર આવી. ત્યાં આ ભેંસ જીવતી થયાનો પ્રસંગ વિવિધ સ્વરૂપે વાયુની પાંખે ચડી આખા નગરમા પ્રવેશી ચૂક્યો હતો. આવેલા સૌ સંતોના કાને વાત ગઈ કે 'લાલબાપુએ ભેંસ સજીવન કરી!'

આ વાતની' વિકૃતિ થયેલી તેની લાલબાપુને જાણ નહિ. જેવા જામનગરમાં આવીને સંતના મંડપમાં સંત-સમુદાય વચ્ચે આવ્યા કે સંતો બોલવા લાગ્યા:

'હ્યો લાલબાપુ આવ્યા! ભેંસને સજીવન કરી હાલ્યા આવે છે!' સાધુઓ વ્યંગમાં એકબીજાને કહેવા લાગ્યા. આવો ચમત્કારિક વર્તાવ એ સંતમંડપમાં હાંસીનો વિષય મનાતો.

'શેની વાત કરો છો તમે, મહાત્માઓ?' અજાયબ પામી લાલબાપુ પૂછે છે.

'તમારી લાલબાપુ! આ તમે ચમત્કાર કરી ભેંસને સજીવન કર્યાંમા પ્રસંગ દેખાડી આવેલ સંતોને આંજવા માગતા હશો, પણ એ તો જાદુગરનાં કામ બાપુ! સાધુ કોઈ દી જાદુગર બને ખરો?'

સાંભળી લજ્જાથી એકવાર તો લાલબાપુનું મસ્તક નીચે નમી ગયુ, પણ પછી નમ્રતાથી બોલ્યા:

'ના મહાત્માઓ! એવી કોઈ વાત જ નથી. હું કોઈ ચમત્કારી નથી કે ચમત્કાર બતાવવાનો જીવનમાં ક્યારેય પ્રસંગ પણ ઊભો કર્યો નથી. ભેંસ સાચે મરી ગઈ ન હતી. તેનામાં જીવ હતો. આ મેં જોયું, પાણી છાંટયું અને ભેંસે આંખ ઉઘાડી. આથી વિશેષ બીજી કોઈ વાત ન હતી.'

સંતસમુદાયને તોય પૂરો સંતોષ ન હતો. આવા ચમત્કાર કરવાના કિસ્સાને સંતસમુદાય તુચ્છકારથી જોતો અને માનતો કે, ઈશ્વરી ક્રિયા–ઈશ્વરી દોર પોતાના હાથમાં છે એવું બતાવનારો કદાપિ સાધુ હોઈ શકે જ નહિ–સાધુ તો પરમ સેવામૂર્તિ, ગાયનાં છાણ-મૂતર ઉસેડનારો, પતિયલનાં પરુ લૂછનારો હોય, આવો જાદુગર હોય નહિ.

આટલી સ્પષ્ટતા છતાં લાલબાપુને મંડળના સંતોએ સાધુતાના અધૂરા લક્ષણવાળા જાહેર કર્યા. તેની સામે માથું નમાવી લાલબાપુ બોલ્યા:

'બાપલા! આટલી સાચી બીના હોવા છતાંય?'

'પણ તમારા નામથી ચમત્કારની વાતોય થાય એ પણ તમારી કચાશ છે, એટલું સાધુપણું ઓછું.'

આની સામે સંતમંડળે લાલબાપુ પાસે આકરી–સેવા વ્રતનાં નીમ લેવડાવ્યાં.

સૌરાષ્ટ્રની ધરતીનો સાચો સંસ્કાર, સાચો ધર્મ તો સેવાનો અને સેવાવ્રતધારીઓને નિપજાવવાનો નથી શું?

## સંત અણુદાબાવા

ધોરાજીના પાદરમાં પચાસેક જેટલા અભ્યાગતો પડેલા છે. લાગે છે જાત્રાળુ જેવા. મેલાંદાટ લૂગડાં, પુરુષ-વર્ગના તેમ જ છોકરાંઓના કપાળમાં ગોપીચંદનનું તિલક, ડોકમાં તુલસીની માળાઓ પહેરેલો સમુદાય મેલાંદાટ ગાંસડાં–પોટલાં પર અસ્તવ્યસ્ત લદાયેલો પડ્યો છે. સ્ત્રીઓના ખોળામાં નાનાં નાનાં ધાવણાં છોકરાંઓ છે.

આભમાં સૂરજ મહારાજ તપવા આવ્યા છે. મધ્યાહ્નના ભોજનનો સમય વ્યતીત થવા આવ્યો છે, છતાંય આ સમુદાય તો એમનો એમ બેઠો છે. ક્યાંક ક્યાંક નાનાં છોકરાંઓ ભૂખ લાગી હોવાની બૂમો પાડે છે તેને માતાઓ જવાબ વાળે છે:

'હા બેટા! હમણાં ઠાકર ક્યાંકથી દાળિયા પોગાડશે!'

સદૈવ ભોજનમાં જાણે દાળિયા જ અવધિ હોય તેમ રોતું બાળક ચૂપ થઈ ગયું. દાળિયાનો સ્વાદ લેતું બાળક મોઢું હલાવવા માંડ્યું.

થોડીવાર થાય છે અને સમુદાય બોલે છે:

'શ્રી રામચંદ્ર દેવકી જે!'

આ જયનાદ ભૂખ્યા થયેલા સમુદાય માટે અન્ન નહિ, દૂધપાક, પૂરી; લાડુ કે માલપૂઆ નહિ પણ કેવળ ભૂંજેલા ચણા માટે આરજૂનો હતો. ભૂખના દુઃખનો સંતાપ તેના કાળજાને કોરવા માંડતો ત્યારે સ્ત્રીપુરુષો અને બાળકો વારંવાર પોકારી ઊઠતાં:

'શ્રી રામચંદ્ર દેવકી જે!'

ધોરાજીના સોનીનો છોકરો અણદો સવારનો આ પાદર પડેલા જાત્રાળુઓના વૃંદ પાસે ઊભો હતો. તે કપાળમાં તિલક અને વારંવાર જે પોકારતા અને દાળિયાની પ્રતિપળે કારમી પ્રતીક્ષા કરતા સમુદાયને જોતો હતો.

હવે તો મધ્યાહ્ન નમવા આવ્યો છે. બપોરના ભોજનનો સમય તો ક્યારનોય ચાલ્યો ગયો છે. આખા ધોરાજીએ તો શું, જગત આખાયે બળબળતા બપોરે શિરામણી કરી લીધી હશે, આમ બાળક અણદે મનોમન નક્કી કરી લીધું. પણ આ ભૂખ્યાંઓને કોઈ કેમ કાંઈ ખાવાનું આપતા નથી ? તેમને કોઈ કેમ કહેતું નથી કે એલાઓ, આ લ્યો, આ રોટલા, ખાઈ લ્યો. તો તો બિચારા લૂખો રોટલો પણ પ્રેમથી ખાઈ જાય તેમ હતા. પણ અરે, આ લોકો તો રોટલો ક્યા માગે છે, ઇચ્છે છે કે કલ્પે છે! તે તો જાણે છે કે લોકહૃદયમાંથી ભૂખ્યાને રોટલો આપવાની ભાવના તો ક્યારનીય મરી ગઈ છે. 'અન્ન સમું દાન નહિ.' આ વાક્યની તો જાણે સૌરાષ્ટ્રના ગામેગામ ઠેકડી ઉડાડાતી હતી. ભૂખ્યા વૃંદમાં સમદુઃખી બની અણદો પણ જાણે દાળિયાની પ્રતીક્ષા કરતો હોય તેમ ચોમેર જોવા લાગ્યો કે કોઈ દાળિયાની ઝોળી ભરીને આવે છે ક્યાંયથી ?

પેલા જાત્રાળુઓ હવે જયનાદ કરતા કરતા જાણે થાકી ગયા હોય તેમ ક્યારેક જ જય બોલે છે. તેમનાં મોં, ખાસ કરીને ભૂખ્યાં બાળકોની ભૂખ નહિ જોઈ શકવાથી સ્ત્રીઓનાં મોં વિષાદઘેર્યાં બની ગયાં, જનેતાઓ બચ્ચાંની ભૂખથી વ્યથિત બની ગઈ છે અને હવે તો વાટ જોતાં જોતાં લગભગ સાંજ જેવું થવા આવ્યુ છે.

ત્યાં તો થોડે દૂર 'સીતારામ સીતારામ'ના નાદ ગજવતો માથે ભગવી કાનટોપી, ડોકમાં મોટા પારાની તુલસીની માળા અને ખભે થેલો ઉપાડેલો કોક પુરુષ ચાલ્યો આવે છે. તેને જોતાં જ જાત્રાળુ સમુદાય હર્ષોન્મત્ત બની ગયો. તૃષાતુર ધરણી પર જેમ અષાઢીલો મેઘ તૂટી પડે અને ધરતી જે પ્રસન્નતા અનુભવે, તેમ આ વૃંદ હર્ષથી ગદ્ગદિત બની પોકારી ઊઠ્યું :

'શ્રી રામચંદ્ર દેવકી જે!'

અણદાને પણ આશ્ચર્ય થયું કે, આ લોકોમાં આટલો હર્ષાવેશ શાથી આવ્યો? ઘડી પહેલાં મુરઝાયેલી વનસ્પતિ જેવો પડેલો આ સમુદાય એકાએક નવપલ્લવિત શાથી બની ઊઠ્યો? તેમના જયઘોષમાં આટલી પ્રસન્નતા ક્યાંથી ઊભરાણી?

ત્યાં તો સમુદાય જ એકબીજાથી વાતે વળગ્યો:

'ઓ આવ્યા, રામશરણદાસ ઓ વહ્યા આવ્યા?'

'ખભે દાળિયાનો થેલોય લાગે છે!'

'લાવે જ ને ભા. લાવ્યા વગર રે કોઈ દી ઈ? નહોતા કે'તા કે ભાઈ, શેઠ બહુ ધર્મી જીવ છે? ગમે એટલી મૂર્તિ હશે તોય મૂર્તિદીઠ પવાલું દાળિયા આપશે જ.'

'પણ મોડું કેમ કર્યું?'

'કોણ જાણે, પૂછી જોઈ!'

'એલા છોકરાંઓ, સા સાબદાં થાઓ! રામશરણદાસ આવે છે!' એક મોટેરા જાત્રાળુએ સૌને સાદ દીધો.

અણદાને સમજાઈ ગયું. જાત્રાળુ મધ્યેનો રામશરણદાસ નામે સાધુ આ બધા સારુ કોઈક શેઠિયો ધર્માદો કરવા

સારુ દાળિયા આપવા વચનબદ્ધ થયો હશે તે લેવા ગયેલા. તેની કારમી પ્રતીક્ષાનો અંત આવતો હતો.

ત્યાં રામશરણુદાસ તદ્દન નજીક આવી ગયો અને એણે બુલંદ અવાજે કહ્યું:

'સીતારામ!'

'સીતારામ!' પાદરમાં પડેલા સમુદાયે સામે જયનાદ કર્યો અને રામશરણુદાસે દાળિયાનો થેલો ભોંય ઉપર મૂકયો.

'કેમ મોડું થયું, સંત!'

'વખારમાંથી ચણા કાઢવાવાળા શેઠના માણુસ કહે, બપોરા કરીને પછી જ ચણા કાઢી ભૂંજી દઈએ. મેં કહ્યું, કાંઈ ફકર નહીં, મારા સાધુડા ટંક પહોર ભૂખ્યા સૂઈ રહેશે, રામ રામ કરશે, તમતમારે બપોરા કરી આવો. આપણા સારુ કાંઈ કોઈને ભૂખ્યા પેટે થોડું જ કામ કરાવાય છે!' રામશરણુદાસે ખુલાસો કર્યો.

'કાંઈ ફકર નહિ. મોડા મોડા પણ દાળિયા મળ્યા એટલે હાંઉ, હવે કાલ આ ટાણા સુધી વાંધો નહિ. રાત આખી ભજન ગાશું!'

પછી હાકલ થઈ. એક પછી એક સ્ત્રી, પુરુષ, બાળક બધાં આ રામશરણુદાસ પાસે આવતાં ગયાં અને તે પવાલું ભરી ભરી દાળિયા સૌની ખોઈમાં–પાલવમાં નાખતો ગયો.

અને પછી જે પ્રસન્નતાથી સૌએ દાળિયા ખાધા તે જોઈ અણુદાના હૃદયમાં પણ પ્રસન્નતાનો મહેરામણ ઘોષ કરવા માંડ્યો. તેના હૃદયસરોવરમાં નવીન પ્રવાહનો સંચાર થઈ ચૂકયો હતો.

[ ૨ ]

'ક્યાં મૂઓ હતો?' અણદાના બાપ ક્રોધથી ધૂઆંપૂઆં થતાં પૂછતા હતા.

અણદો દુકાનના બારણામાં નિરુત્તર ઊભો છે.

'અત્યાર સુધી ક્યાં મૂઓ હતો? મોઢામાંથી ફાટને?'

'પાદર ઊભો હતો.'

'સવારનો પાદર શું તું તારાં માવતરની છોલ કરાવતો હતો?'

'કાંઈ નહીં, કોક જાત્રાળુ બાવા હતા તેને, જોતો ઊભો હતો.'

'પછી અહીં દુકાનમાં કામ પડ્યું છે ઈ? ઈ બાવા કરી જાશે? તારેય શું બાવો થઈ જાવું છે? તું તે સોનીનો દીકરો છો કે કોણ છો?'

'લાવો કામ પૂરું કરી નાખું.'

'તેં ખાધું?'

'ના, બાપુ, ખાધું નથી!'

'કાં?' બાપુનો સાદ ફાટી જતો હતો.

'ભૂખ ન હતી!'

'ખોટો, સાવ ખોટો! ભૂખ ન હતી એમ નહિ; કહે ને કે બાવાના ટોળાને જોતો ઊભો હશે. જા, ઘીરે મર! બે કોળિયા ખાઈ લે, પછી દુકાને આવ. અરેરે, આ છોકરો તો જો' પાક્યો, જો પાક્યો! અક્કલનો જ છાંટો ન મળે, સુદ્દલ બુદ્ધિ જ ન મળે. સોનીના આવડા છોકરા તો આખી દુકાનનો ભાર ઉપાડી લે. ત્યારે આ કમજાત દુકાનમાં પગ જ ટેકવતો નથી. સાધુ–બાવાની વાંસે જ ફર્યા

કરે છે. આથી બાવો થઈ જતો હોય તો લપ મટે!'

તોય અણુદો તો બારણામાં પિતાના શબ્દો સાંભળતો સ્થિર ઊભો છે. જમવા જતો નથી. બાપુએ વળી ત્રાડ નાખી:

'બે કોળિયા ખાઈ આવ અણુદા! મેં કીધું તે તેં સાંભળ્યું નહિ?' પણ અણુદો પિતાને કેમ કરીને હૃદયની વ્યથા સમજાવે કે, આજ એક ભૂખ્યા માનવસમાજનું દર્દ જોઈ તેનીયે ભૂખ ભેળી મરી ગઈ છે. આજ જગતના ભૂખ્યાઓ ઉપર અણુદાના હૃદયમાંથી અનુકંપાનો મહાધોધ ઊમટી ચૂકયો છે.

'બાપુ! રાતે વાળુ કરું તો?'

'ઠીક, ભાઈ! તને નહિ પહોંચાય. તને નીંભરને ગમે તેટલું કહો તોય અસર ક્યાં થાય એમ છે? ઠીક, પધારો દુકાનમાં અને બેસી જાઓ આ સોનું ટીપવા!'

અણુદો દુકાનમાં થડે જઈ સોનું ટીપવા માંડ્યો, પણ એનાં અંતઃચક્ષુ સમીપ પેલો પાદર પડેલો ભૂખ્યો માનવ-સમાજ વારે વારે ઝબકી જતો હતો અને જાણે કહેતો હતો, 'અણુદા, ઊઠ, ઊઠ, સોનું ટીપવાનું તારું કામ નથી. સોનું તો ઘણુાય ટીપે છે. તું અમારા જેવા ભૂખ્યાઓના પેટનો ખાડો પુરાય તેવું કંઈક કરવા સારુ ઊભો થા, બાપ! ઊભો થા!'

## [ ૩ ]

આજેય ઘરમાં કજિયો થયો છે. નપાવટ અણુદો આજ નવાં નકોર લૂગડાં કોકને આપી આવ્યો છે.

'પણ નવાંનકોર લૂગડાં નાખ્યાં ક્યાં?'

'ક્યાંય નાખી નથી દીધાં બાપુ!'

'તો પછી ક્યાંય અલોપ થઈ ગયાં છે?'

'એવુંય નથી.'

'તો પછી ભસી મરને લૂગડાં ક્યાં ગયાં?'

'સાચું કહું, બાપુ?'

'સાચું જ કહેવું જોઈએ.'

'તો બાપુ, ઈ લૂગડાં મેં ધર્મશાળામાં બે સાધુ લૂગડાં વગર ઉઘાડા પડ્યા હતા તેમને આપી દીધાં છે!'

'હઠ કમજાત! કાળી કમાણીનાં લૂગડાં બાવાને દઈ દીધાં?'

'બાપુ! આપણે મહાજન ખરા કે નહિ?'

'તે!'

'આપણે તો ગરીબગુરબાંને આપવું જોઈએ કે નહિ?'

'જો મને શિખામણ દઈ ભૂલ ઢાંકવા આવ્યો છે! એ ઈ તો થાતું હોય એમ થાય! મહાજન આમ તારી પેઠે આડેધડ આપવા નો માંડે અને આપે તો ઈયે વે'લા બાવા થઈ જાય!'

'પણ મહાજન તરીકે બીજાના દુઃખે દુઃખી થાવું એ આપણો ધર્મ ખરો કે નહિ?'

'ક્યાં ગયાં?' અણદાના બાપુએ ઘરવાળાંને સાદ દીધો.

'આ રહી.'

'આમ જો! આ તારો કુળદીપક. દરજીને ત્યાંથી સિવડાવીને નવાં નકોર લૂગડાં લઈને આવતો હતો તે બારોબાર ધર્મશાળામાં ઓલ્યા બાવા ઊતર્યા છે તેને આપી દીધાં!'

માએ અણદા સામે જોયું, અણદાના મોં પર વસ્ત્રોનું દાન કર્યાથી કૃતકૃત્ય થયાની ભાવના વંચાતી હતી–સ્ત્રીની

જાત બીજાના અંતરના ગુપ્તમાં ગુપ્ત ભાવોનું પણ સહેલાઈથી પૃથક્કરણ કરી શકનારી, એટલે આ અણુદાની મા પણ પુત્રની સેવાપરાયણતા પિછાની ગઈ હતી અને સામા પલ્લામાં સ્વામીના ક્રોધી સ્વભાવને પણ જાણતી હતી. એટલે કહ્યું :

'બેટા અણુદા ! તારા બાપુ શું કહે છે ?'

'સાચું કહે છે મા ! મેં એ લૂગડાં અભ્યાગતોને આપી દીધાં છે.'

'તારા બાપુને પૂછ્યા સિવાય અપાય ?'

'ન અપાય, જનેતા ! ન અપાય એ હું જાણું છું.'

'તો પછી શીદને આપ્યાં ? તારા બાપુ વઢશે એ ખબર નહોતી ?'

'ખબર હતી, પણ મા ! મારું હૈયું કેમે હાથ ન રહ્યું ! વસ્ત્રો ન આપવા મેં ઘણીયે મથામણ કરી, પણ મારા પગ આપોઆપ નિત્યનિયમ મુજબ અભ્યાગતોની હાલત જોવા ટેવાયેલા તે ધર્મશાળા ભણી જ ઊપડી ચૂક્યા અને ત્યાં ગયા ભેળા એ મૂર્તિઓને ટાઢમાં થરથરતી જોતાં જ મેં લૂગડાં તેને ચરણે ધરી દીધાં, મા !'

'લે બોલ, હવે આ કુલાંગાર ઘરમાં કાંઈ રહેવા દેશે ?'

'અણુદા ! તારા બાપુ શું કહે છે આ ?'

જવાબમાં અણુદો મૌન રહ્યો.

'એ સોનીનો દીકરો તો બીજાનું લઈને ઘરમાં ઘાલે, વાલમાંથી રતી લઈ લે ત્યાં આ ઘરમાંથી ગાંઠનું કાઢી બીજાને આપવા માંડ્યા છે. મારે આ નહિ પોસાય !' અણુદાના બાપે કહ્યું.

'બાપુ, દયા–દાન એ ધર્મનો મારગ છે !'

'હવે જા જા, મોટો ધરમનો સમજાવનારો ! તારે

તો ભૂખભેળાં કરવાં છે! એવાં દયા-દાન કર્યા કરવાં હોય તો ઘર બહાર નીકળી જા!'

'ભલે બાપુ! મા! તમારી આજ્ઞા મારે શિરોધાર્ય છે. આપને દૂભવી હું આ ઘરમાં રહેવા માગતો નથી. જ્યાં ઈશ્વર ખેંચી જશે ત્યાં જઈશ બાપુ! મને રજા દો!' કહી અણદે બે હાથ જોડ્યા.

'જા, ભાગી જા! માંડીવાળેલ! બાવો થઈ જા, બાવો!'

અને અણદો જતાં પહેલા મા તથા બાપને ફરતી પ્રદક્ષિણા ફર્યો. પછી બેઉના ચરણની રજ લઈ માથે ચડાવી વંદના કરી.

અણદાની મા તો જનેતા હતી! કોઈ જનેતા પુત્રના આમ ઘર તજવા પ્રસંગે છાતીફાટ રડ્યા સિવાય રહી શકે? તે પણ રોવા લાગી.

અણદે જતાં જતાં ઉંબરામાંથી પાછું વળીને જોયું તો માનું રુદન, હૃદયવ્યથા જોયાં જાય તેમ ન હતાં.

પણ અણદાને તો જાણે સૌરાષ્ટ્રના પીડાયેલા બુભૂક્ષિતો-હાડપિંજરો જાણે સાદ દઈ રહ્યા હતા કે,

'અણદા આવતો રહે! અમે ભૂખ્યા છીએ, અમને કશુંક ખાવાનું દે!'

અને અણદાએ માને રોતી મૂકી ઘર તજ્યું.

[ ૪ ]

કોયલાડુંગરના હરસિદ્ધ માતાના મંદિરમાં સિદ્ધ હરનાથ પાસે માથું ઢાળી બે હાથ જોડી ધોરાજીનો સોનીનો ભાગેડુ છોકરો અણદો બેઠો છે. સિદ્ધ હરનાથ એને કહી રહ્યા છે:

'જો બચ્ચા અણદા! બધીયે સિદ્ધિયુ છેવટ ભૂખ્યા-દુઃખ્યાની સેવાચાકરી છે. રગતપીતિયાનાં પરુ લૂછવાની અને ભૂખ્યાને રોટલો દેવા જેટલી શક્તિ મેળવવી એના જેવી બીજી કોઈ જીવનની સિદ્ધિ નથી, માટે એ માર્ગે વળ! ભગવાનના દીધેલા આ માનવદેહની સાર્થકતા કર. વારંવાર આ મનુષ્યદેહ મળવાનો નથી અને વારંવાર માનવસેવા થઈ શકવાની નથી; માટે આ જન્મમાં જ થાય એટલી જન-સેવા કર. ભૂખ્યાને અન્ન દે. એથી પ્રભુ પ્રસન્ન થાય છે; કારણ કે પ્રભુ પણ દરેક જીવમાં વસી રહ્યો છે. માટે એ માર્ગે પ્રભુના આશીર્વાદ મળશે. પલાંઠી વાળી તપજપ કરવાથી, ડીલે રાખ ભૂંસવાથી કે ચમત્કાર કરવાથી દીનોનાથ રાજી નથી થતો, અણદા! માટે મારું માન. હું તો એ જ માર્ગ બતાવીશ કે જેના સરખો કોઈ માર્ગ નથી. અણદા! આજ સૌરાષ્ટ્રમાં જો, માણસ માણસને ખાય તેવો સમય ચાલી રહ્યો છે. રસ્તે હાલતા માણસને લૂંટારા લૂંટી લ્યે છે. અરે એ તો ઠીક, ગળે ફાંસો દઈ ઝાડે ટાંગી દે છે, ખાતા માણસના હાથ-માંથી રોટલાનું બટકું ઝૂંટવી બીજો માણસ ભાગી જાય છે. રાજાઓ, ઠાકોરો, ગામધણીઓ આજ બીજાનું પડાવી લેવામાં અને નબળાને સતાવવામાં મોટાઈ માને છે. ધર્મ, નીતિ, સદાચારનો લોપ થયો છે. ભાઈ ભાઈની સગાઈ આજ તૂટી રહી છે તેવા સમયે, બાપ! એ જનતાની સેવાનો માર્ગ, તે પ્રભુસ્વરૂપ, એ બાળની સેવા એ પણ પ્રભુ-ભક્તિનો એક પ્રકાર છે અને એ જ સાચી સિદ્ધિ છે, ભાઈ!'

'પણ એ માર્ગ તો મારાથી અજાણ્યો છે નાથજી! મને એ મારગની–સેવાના પંથના પંથી થવાની ગતાગમ

નથી. પાણીનું પરબ કે અન્નનું દાન કરવા મારી પાસે પૈસા નથી. તો હું એમ કેમ કરી શકીશ ?'

'બરાબર વાત કહી તેં અણદા ! હવે એમ કર તું : અહીંથી જામનગર જા ! ત્યાં વૈષ્ણવ હરિદાસજી પાસેથી દીક્ષા લે, પછી તને તારું અંતર સુઝાડે તે માર્ગ તું લેજે !'

દીક્ષા એટલે કડક શિસ્ત. સૌરાષ્ટ્રમાં તે વખતે સેવાના માર્ગે પળનાર માટે સંતસમુદાયમાં એક ચોક્કસ નિયમ હતો કે, સેવાના માર્ગે જતાં પહેલાં તેણે કોઈક ગુરુ ધારવો જ જોઈએ, દીક્ષા લેવી જ જોઈએ. અને આ દીક્ષા આપનાર એટલે એ દીક્ષિત શિષ્યના માવિતર. સદાચાર અને ગુણા વગુણનો સાચો રખેવાળ ! દુરાચારી, ચારિત્ર્યભ્રષ્ટ, અહંભાવી, સિદ્ધિનો અકલ્યાણકારી માર્ગે ઉપયોગ કરનાર કદાપી દીક્ષિત થઈ શકતો નહિ. એને કોઈ શિષ્ય બનાવે જ નહિ અને એ સેવાના માર્ગે જઈ શકે જ નહિ. સંતોનાં ચારિત્ર્ય, સદાચાર અને નીતિ માટે સૌરાષ્ટ્રનો આ સંતસમુદાય આટલી સતત જાગૃત ચોકી રાખતો. અને દીક્ષા લેનારમાં કોઈ દુર્ગુણ નથી એમ સંતસમુદાય સમક્ષ નક્કી થયા પછી જ તે સૌરાષ્ટ્રની ધરતી પર સેવાનું પરબ માંડી શકતો અને પછી જ સૌ સંતો તેને આશીર્વાદ આપતા, અને પછી જ સંતસમુદાયમાં, સેવાના કાર્યમાં–હોડમાં તે ઊભો રહી શકતો. અદીક્ષિતને લેવો અધિકાર ન હતો. માટે જ નાથજીએ અણદાને વૈષ્ણવ હરિદાસજી પાસે દીક્ષા લેવા કહ્યું.

અણદો નાથને નમન કરી વિદાય થયો અને જામનગર આવ્યો. તેના હૃદયમાં તો પેલા ધોરાજીના પાદરમાં જોયેલા ભૂખ્યાઓને દાળિયા ખવડાવી પ્રસન્ન કરવાનો ઊર્મિધોધ વહેતો

હતો. ભૂખ્યાઓનાં મોંમાં અન્નનો કોળિયો પહોંચાડવાનો એનો સૌ પ્રથમ કોડ હતો એટલે તેણે તો એ સંકલ્પ મનમાં સંઘરી એક સોનીની દુકાને દરરોજની પાંચ કોરીના દરમાયાથી કામ કરવા માંડયું: અરધી કોરી પોતાના ભોજન-ખર્ચ માટે રાખી બાકીની સાડીચાર કોરી તેણે, આજે જામનગરમાં જે સ્થાન અણદા બાવાના ચકલાના નામે ઓળખાય છે ત્યાં, ભૂખ્યાને અનાજ આપવા સદાવ્રત ચાલુ કર્યું. થોડા સમયમાં તો આ સદાવ્રતની હકીકત બધે પ્રસરી ગઈ. સાંભળનારા અજાયબી પામતા હતા. 'અજાણ્યો સોનીનો એક છોકરો જે કમાય છે તે બધુંય ભૂખ્યાદુઃખ્યા આજારોને ટુકડો આપવામાં ખર્ચી નાખે છે.'

પછી તો જામનગરવાસીઓ તરફથી પણ અણદાને અભ્યાગતોને આપવા સારુ અન્ન મળવા માંડયું. અન્નભંડાર મોટો થયો, અભ્યાગતો પણ વધ્યા.

ત્યાં એમને થોડા સમય પછી શ્રીહરિદાસજી મળ્યા. તેમની પાસેથી વૈષ્ણવી દીક્ષા લીધી. સેવાવ્રતના નિયમોને વધુ કડક રીતે અંગીકાર કર્યા. 'આનંદકામ'નું નવું નામ મળ્યું, પણ એને તો અણદો જ રહેવું હતું. અભિમાન, મદ એને ક્યારેય સ્પર્શ કરી ન જાય એ માટે એને તો અણદો રહેવું જ ઠીક લાગ્યું.

સોનીની દુકાને જવું બંધ કર્યું. સોનીનાં વસ્ત્રો ઉતારી નાખ્યાં. માથા પર મોટી કાનટોપી નાખી. મોટો ઝભ્ભો અને ટૂંકી ધોતલી પહેર્યાં, ડોકમાં તુલસીની માળા નાખી, મોં પર રામનામ લાવ્યો.

થોડા સમયમાં તો અણદાના અન્નદાનની વાત વાયુની

પાંખે ચડી સારાષ્ટ્રમા પ્રસરી ગઈ. એ તેની કોઈ સિદ્ધિની –ચમત્કારની વાત ન હતી. એની પછવાડે ભૂખ્યાંઓની, તૃષાતુરોની, આજારોની દુઆ લંબાયેલી પડી હતી.

અન્નદાનથી આટલી પ્રસિદ્ધિ–માન પામ્યા છતાં, અણદાબાવાના મનમાં કોઈ મોટાઈ આવી ન હતી. પૂજાવાની, મહંતાઈની કોઈ ભાવના ઊઠી ન હતી. એ જાણતા હતા કે, આ વિશાળ વિશ્વમા હુ તો એક અદનો માનવી છું. હું કરું છું તેથીયે અદકેરું કાર્ય આ વિશ્વના પડથારે ઘણાય પુણ્યાત્માઓ આચરી રહ્યા છે. મારી મોટાઈનો ગર્વ મિથ્યા છે. અને આ ભાવ ટકાવી રાખવાનું બળ મેળવવા તેઓ હમેશ જામનગરમાં નાગનાથના મંદિરે દર્શને જતા.

આજે તેઓ નાગનાથ મંદિરે જતા હતા ત્યાં રસ્તામાં કુષ્ઠના રોગથી પીડાતોચિલ્લાતો એક માણસ પડ્યો છે. અણદરામે આ જોયુ અને તેનું હૃદય દ્રવી ગયુ, તે તુરત તે રોગી પાસે ગયા અને પાસે બેસી બોલ્યા :

'બહુ પીડા થાય છે, ભાઈ!'

દર્દીએ આ અમૃતભર્યા સખુનો બોલનાર ભણી આશા ભરી નજરે જોયુ.

'તમે જુઓ છો કે, મને ખૂબ દુઃખ થાય છે. રહી શકાતું નથી!'

'જોયુ ત્યારે તો તમારી સમીપ આવ્યો છું ભાઈલા!' કહી અણદરામ જમીન ઉપર બેસી ગયા અને રોગીનું માથું પોતાના ખોળામાં લીધું, ત્યાં રોગી ચિત્કારી ઊઠ્યો :

'અરે, અરે! બાપુ!, છેટા રો' છેટા રો'! તમારે હજુ નાગનાથનાં દર્શને જવું છે!'

'નાગનાથ મહાદેવ શું તારામાં નથી ભાઈ!'

'એ બધી વાતો ઠીક છે, પણ આપ પ્રથમ દર્શન કરી આવો!'

'મને તો તારામાં નાગનાથનાં દર્શન થયાં છે. તારી ચાકરી કરીશ તો નાગનાથ પ્રસન્ન થશે! નાગનાથનાં કેવળ દર્શન કરવાથી નાગનાથ પ્રસન્ન નથી થતા ભાઈ!!'

'ઠીક બાપુ! તમારી ઇચ્છા!'

'ભાઈ! મારી એક વાત માનશો?'

'કહો.'

'મારી મઢૂલીમાં આવશો?'

'હું!?' દર્દીને અચરજ થયું કે, આ માણસ ભાનમાં બોલે છે કે નહિ? મને આવા રોગીને પોતાના ઘેર લઈ જવાની કોઈ વાત કરતું હશે ભલા!

'તમે! પ્રભુ! તમે! તમે જ મારી મઢૂલીએ પધારો. હું તમારી શુશ્રૂષા કરીશ. સરખી રીતે સુવડાવીશ, દવાદારૂ કરીશ. અહીં તો છે તે કરતાંય તમારો રોગ વધશે!'

રોગીને પણ લાગ્યું કે, 'હું તો જાગતો છું કે ઊંઘમાં છું? મારા જેવા રોગીને ચાકરી કરવા લઈ જવાની વાત કરનાર આ તે છે કોણ? અને એક વાર તો દેવતાઓ પણ મને જોઈ છેટે રહે અને કહે કે, ભાઈ, આનાં કર્મ એવાં હશે માટે આ રોગે પીડાય છે; જ્યારે આ પુણ્યાત્મા તો મને કહે છે કે મારી મઢૂલીએ ચાલો, ત્યાં હું તમારી સેવાચાકરી કરીશ!'

'હાલો! બાપુ! હાલો! મોડું થાય છે.' અમૃતભર્યો અણદાબાવાનો અવાજ આવ્યો.

'ભલે તમારી ઇચ્છા, હાલો!' રોગીએ આવવા તત્પરતા બતાવી ત્યારે અણદાબાવાના ચહેરા પર વિલસતી

સંધ્યાના સુવર્ણરંગો જેવી આભા ઝળકી ઊઠી.

રોગીને કાંધે ઉપાડી ઘેર લાવ્યા, નવડાવ્યો, સારાં લૂગડાં પહેરાવી સુવડાવ્યો.

[ ૫ ]

જામખંભાળિયામાં મોરારસાહેબ ગત થતાં તેમની પછવાડે તેમના શિષ્ય ચરણદાસે સંવત ૧૯૦૭માં ભંડારો કર્યો. ભારતભરના સંતો, મહાત્માઓ અને અભ્યાગતો આવ્યા. ભંડારો–મેળો વિખાયા પછી પાછળ 'મીઠાપરસાદ'–માલ ઘણો વધ્યો. આ વધેલો માલ ગાડાં ભરી વેચવા માટે ચરણદાસે જામનગર અણદાબાવા પર મોકલ્યો. માલની કિંમત દશ હજાર કોરીની.

અણદાબાવાએ ગાડાવાળા સાથે આવેલ ભંડારામાં વધેલા માલની દશ હજાર કોરી જામખંભાળિયે મોકલી આપવાની ચિઠ્ઠી વાંચી અને અણદાબાવા હસ્યા.

'આ તે હરિનો ટેલવો કે રાંધ્યાંધાન વેચનારો કંદોઈ!'

અણદાબાવાએ તો સદાવ્રત લેવા આવનારાઓને આ ખંભાળિયાથી આવેલ 'મીઠાપરસાદ' વહેંચી દીધો. ખાનારા અભ્યાગતો પ્રસન્ન પ્રસન્ન બની ગયા.

થોડા દિવસ પછી ખંભાળિયેથી દશ હજાર કોરીની ઉઘરાણી આવી. તેના જવાબમાં અણદાબાવાએ લખ્યું:

'મુંડિયાનો માલ મુંડિયાને ખવડાવી દીધો છે. જેનું હતું તેને પાછું આપી દીધું છે.'

ચરણદાસજીથી આ કેમ સહ્યું જાય ? સેવાપરાયણતાનું આ ગહન તત્ત્વજ્ઞાન તે કેમ પચાવી શકે ? તેણે જામનગર આવી જામ રણમલ પાસે ફરિયાદ કરી કે, 'અણદાબાવા ખંભાળિયાની જગ્યાની દશ હજાર કોરી હજમ કરી ગયા છે.'

જામ રણમલે અણદાબાવાને બોલાવ્યા. સામે ચરણદાસજી બેઠા હતા. ખંભાળિયાની જગ્યા જામનગરના જામના ગુરુસ્થાને હતી. જામ રણમલે કહ્યું :

'આનંદરામજી! ખંભાળિયાની જગ્યાની દશ હજાર કોરી આપી દો!'

'શેની કોરી અને શી વાત, જામ!'

'કેમ શેની વાત ? ગાડાં ભરીને મોકલેલા માલની દશ હજાર કોરી ઊપજી છે તે વાત! અણદાબાવા, ઊઠાં કોને ભણાવો છો?'

'તે ઈ ગાડાં શેનાં કહ્યાં તમે ચરણદાસજી?' અણદાબાવાએ વ્યંગમાં પૂછ્યું.

'સુખડીનાં! ભંડારામાં વધી હતી એ સુખડીનાં–મીઠાઈનાં!'

'ઠીક, ઈ સુખડી તમે શેનાથી બનાવી?'

'શેનાથી, શેનાથી કેમ પૈસાથી?'

'પૈસા ક્યાંના?'

'પૈસા જગ્યાના હતા અણદાબાવા! તમારા ન હતા.'

'સાચી વાત! જગ્યામાં પૈસા ક્યાંથી આવ્યા?'

'સેવકોએ આપ્યા.'

'સેવકોએ એ પૈસા શો ઉપયોગ કરવા જગ્યામાં આપ્યા હતા એ જરા કહેશો ચરણદાસજી?'

'મુંડિયાઓને ખવડાવવા!'

'ત્યારે ઈ પૈસામાંથી બનેલી, તમે મોકલેલી સુખડી મેં મુંડિયાને ખવડાવી દીધી છે. મેં ખાધી નથી કે રાખી નથી. જેનું હતું તેને આપી દીધું છે–કહો હવે મારે દશ હજાર કોરી આપવાની રહે છે?'

સૌ નિરુત્તર બની ગયા : વળી બુલંદ અવાજે અણદા-

બાવા બોલ્યા :

'બોલો જામ ! બોલો ચરણદાસજી ! મુંડિયાનો માલ મુંડિયાને આપી દીધો, ખાતું સરભર થયું. હવે મને કાંઈ કહેવું છે ? ચરણદાસજી ! એમ કહો કે, મુંડિયાઓને ખવડાવવા કરતાં તમને કોરી સંઘરવા પર ઝાઝેરો મોહ છે એટલે તો તમે અહીં આવ્યા છો. જગ્યાઓ–સ્થાનો તો સૌરાષ્ટ્રના અભ્યાગતોનાં, આજારોનાં, પતિયલોનાં, કોઢિયાઓનાં, સંતોનાં, મહાત્માઓના છે, તમારા જેવા ધન એકત્ર કરનારા વણિક-વૃત્તિનાઓ માટે નથી ! જો એમ જ હોય તો પછી એ જગ્યા એ ઈશ્વરને સ્મરવાનો દરબાર નથી, એ તો ધર્મના નામે કમાવાની–વેપારીની પેઢી છે. માત્ર વેપારના પ્રકારનો ફેર છે. બુદ્ધિ, હૃદય બધું વાણિજ્યનું છેઃ દેખાવ માત્ર ટીલાં, ટપકાં અને માળાથી શોભતા સાધુનો છે. જો કે મારે આમ ન કહેવું જોઈએ, છતાં તમને કહેવાઈ ગયુ તે માટે મને માફ કરજો. મારી પાસે તો દશ કોરીયે નથી. ફક્ત ડોકમાં આ તુલસીની માળા અને મદૂલીમાં ગોપીચંદનના કટકા પડ્યા છે, હવે જામને મને જે કરવું હોય તે કરે !'

જામ રણમલ આ સંતની અપરિગ્રહવૃત્તિ અને સેવા-પરાયણતા જોઈ આભા બની ગયા. અને જામખંભાળિયા-ની જગ્યામાં દશ હજાર કોરી પોતે આપી અણદાબાવાને સદાવ્રત આપવા માટે રોકડ રકમ તથા માણામાપા બાંધી આપ્યા, જે આજે પણ આ સ્થાનને મળે છે.

આ સેવાપરાયણ સંતથી પાંચમા સ્થાને શ્રી રામ-પ્રસાદજી થયા. તે પછી મયાપ્રસાદજી અને મયાપ્રસાદજી પછી તેમના શિષ્ય શાંતિપ્રસાદજી આજે આ જામનગરમાં આવેલા સ્થાનના સંચાલક છે.

## સંત વીરજી ભગત

રાજકોટની નકળંકની જગ્યામાં પ્રસિદ્ધ રાણીમા અને રૂડીમા ચોટીલાથી આવેલ મહેમાન સંત વીરજીને કહે છે :

'બાપ વીરજી ! ભૂખ્યાઓને અન્ન દેવા જેવું બીજું કોઈ ચડિયાતું કામ નથી ! માટે તમે ચોટીલામાં પલાંઠી વાળી બેસી જાઓ અને સદાવ્રત હાલતું કરો.'

'મા ! પણ મારી એટલી ગુંજાશ નથી ! એટલી મૂડી નથી. એવડું મોટું કામ કેવી રીતે ચાલુ કરું ?'

'તમારા અંતરમાં સદાવ્રત ચાલુ કરવાની જો અટલ ભાવના હશે તો તે કામ એની મેળે હાલતું થાશે, અને એ સારા કામને ટેકો દેનારા પણ મળી આવશે. માણસના હૈયામાંથી ધર્મ સાવ પરવારી ગયો નથી. વળી ચોટીલા એ દ્વારકા, ગિરનાર અને પ્રભાસની જાત્રાએ જવા માટેના માર્ગ પર આવેલુ ગામ છે. રેલ તો હજી વઢવાણ સુધી જ આવી છે. મુસાફર બિચારા ચોટીલાને પાદર ભૂખ્યા બેસે એ તમને શોભશે ?'

'ભલે મા ! અહીંથી જાઉં છું ! તમારી આશિષ હશે તો મારી ભાવના અટલ રહેશે અને એનાથી હું સદાવ્રત ચાલુ કરી શકીશ !'

'અને ભેળાભેળું બીજુંય કહી દઉં. જાત્રાળુને સદાવ્રત દેશો, તેના ભેળું તેઓને રાતવાસો રહેવાય કાંઈક જોઈશે ને, બાપ ! ચોટીલાના પાદરમાં એક ધર્મશાળાય બંધાવજો. તમારી સાધુવૃત્તિ, સંસ્કાર તથા ધર્મભાવના જોતાં તમે આ કામ કરી શકશો એમ અમને ચોક્કસ લાગે છે.'

'ભલે મા, તમારી આજ્ઞા માથે ચડાવું છું!'

'ને તમે તો સમજો છો છતાંય કહી દઉં! માણસનો આ અવતાર વારેવારે મળવાનો નથી અને મળ્યો છે તો તે બીજાની–સાધુ, સંતો, ગુંડિયા અને દુઃખિયારાની સેવા કાજે તેનો ઉપયોગ કરજો. તમે આજ સૌરાષ્ટ્રમાં નજર માંડો, લોકો ચારે બાજુ દુઃખીદુઃખી છે. આવા સત્કર્મમાં ઠાકર તમારી ભેરે રહેશે. માનવસેવા કરનારાઓને ઠાકર કેદીય થાકવા દેતો નથી. આ અમારો અનુભવ છે!'

સંત વીરજી રાણીમા–રૂડીમા પાસેથી આદેશ સ્વીકારી ચોટીલા આવ્યા.

[ ૨ ]

આ સંત વીરજીનો જન્મ સંવત ૧૮૭૧માં સૌરાષ્ટ્રમાં આવેલા ભાડલા ગામે થયો હતો. પિતાનું નામ વસ્તા શેઠ તથા માતાનું નામ લાડકીબાઈ હતું. જ્ઞાતિએ જૈન હતા.

વસ્તા શેઠ પાંચાળમાં ચોટીલાના ભોજ ખાચર તથા દાના ખાચરના કામદાર તરીકે નોકરી કરતા, એટલે વીરજી ભગત પણ ચોટીલામાં ઊછર્યા હતા. તેમને ચાર બહેનો– ફૂલબા, વેણીબાઈ, ઝમકુબાઈ અને પૂરીબાઈ નામે હતાં. તે સિવાય ઝવેર નામે નાના ભાઈ હતા.

બચપણથી જ વીરજી ભગતની વૃત્તિ દયા, દાન અને પરોપકાર ભણી વળેલી હતી. આ સંસ્કારનું સિંચન તેમનામાં ધર્મપરાયણ માતાપિતા તરફથી થયેલું હતું.

માબાપની સ્થિતિ પણ સામાન્ય હતી, એટલે તેમની વૃદ્ધાવસ્થા આવતાં વીરજી ભગતે નિશાળને તિલાંજલિ આપીને ફેરી વગેરે કરવા માંડયું; અને એ રીતે જેમતેમ

જીવનનિર્વાહ ચલાવવા લાગ્યા.

પછી બે બહેનોનાં લગ્ન થયાં અને તેને સાસરે વળાવવામાં આવા. ત્યાં સત્તર વરસની ઉમ્મરે માતા તથા પિતા બેઉનો સ્વર્ગવાસ થયો. પાછળ બીજી બે બહેનો અને એક ભાઈ એમ ચાર ભાઈબહેન રહ્યાં. એ બધાંના જીવન-નિર્વાહનો બોજો વીરજી ભગત ઉપર આવી પડ્યો. દેશકાળ અને પરિસ્થિતિ બહુ ખરાબ હતાં, એટલે મજૂરી અને ભારો-પૂળો કરી ગુજરો ચલાવવા માંડ્યા અને એમાંથી પણ, અભ્યાગતોને લોટ-દાળ આપતા અને અપંગ, આજાર ઢોર-કૂતરાંને જોઈ તેની પણ સેવા-શુશ્રૂષા કરતા. બે બહેનો ઉમ્મરલાયક થતાં તેમને પણ પરણાવીને સાસરે વળાવી દીધી.

હવે ઘરમાં માત્ર બે જ ભાઈ઼ઓ રહ્યા. નાનાભાઈ ને નિશાળે મોકલી લખવા-વાંચવાનું જ્ઞાન આપવા લાગ્યા. નિરભિમાની વીરજી ભગતે તો નાની હાટડી માંડી, અને પરચૂરણ સામાન રાખ્યો, ઉપરાંત મજૂરી પણ શરૂ કરી. તેમાંથી બેય ભાઈના રસોડાનું ખર્ચ કાઢવા માંડ્યું. સાંજે નિત્ય ઠાકરમંદિરે જઈ કથાકીર્તન સાંભળતા. પોતે જૈન શ્રાવક હોવા છતાં એમનામાં આ મારો ધર્મ અને આ તારો ધર્મ, આવી ભિન્નતા ન હતી.

આવા આર્થિક મુશ્કેલીના સમયમાં, તેમનાં બહેન કૂલબા બાલ્યાવસ્થામાં જ વિધવા થયાં એટલે તે પણ ભાઈ ભેગાં રહેવા આવ્યાં. આટલી આર્થિક મૂંઝવણ, મજૂરી પણ કરવી પડતી છતાંય તેઓ સાધુ-સંતોને અન્નદાન આપ્યા સિવાય ન રહેતા, અને એમ કરવા છતાં, પોતાનાં ભાઈ-બહેનને જરાય ઓછું આવવા દેતા ન હતા.

આમ એમની ભગવત્‌પરાયણ, નિર્લોભ અને નિઃસ્વાર્થ સેવાપરાયણતા તથા સાધુ-સંતોને અન્નદાન આપવાની પ્રબળ. મનોવૃત્તિ જોઈ ગામના કેટલાક નાગરિકોએ અભ્યાગતોને આપવા 'રામરોટી' બાંધી આપી. 'રામરોટી' એટલે ઘેર ઘેરથી તૈયાર રોટલા સંતોને આપવા માટે આપવામાં આવે છે તે. અને આટલી ક્રિયા ચાલતી થયા પછી રાજકોટ બેડીના નાકે આવેલ નકળંકની જગ્યાનાં રાણીમા અને રૂડીમાએ ભગતમાં, સેવાવૃત્તિનું સામર્થ્ય જોઈ એમને સદાવ્રત ચાલુ રાખવા ઉપર પ્રમાણે આદેશ આપ્યો.

[ ૩ ]

'ચોટીલામાંથી પાણીનું દુઃખ ટાળો ભગત !' બે ચાર સત્સંગીઓ બેઠા હતા, તેમણે વીરજી ભગતને વાત કરી.

'હું ય જાણું છું બાપલા કે ચોટીલામાં પાણીની ખૂમ પડે છે. વળી ઉપરવાસી જાત્રાળુ તથા મુસાફરોનો માર્ગ પણ આ ચોટીલાના પાદરમાંથી નીકળે છે. એઓ પણ પાણી સિવાય તરફડિયાં નાખે છે. પાંચાળનાં તળ છે ઊંડાં ! પાણીની સરવાણી જાણીને જો ઘા કરીએને તો કૂવો વેળાસર ખોદાય, નહિતર પાતાળ લગી ખોદીએ તોય પાણી ઝબૂકતાં નથી !'

'બાપુ, વીરજી બાપુ ! પાણી હું દેખાડું !' કહેતો રાતવાસો ગાળવા આવેલ અને ટુકડો ખાઈ આડે પડખે થયેલો એક મુસાફર બોલ્યો.

'તો તો ઠાકરે જ તમને અહીંયાં મોકલ્યા ગણાય !'

'હું પાણીકળો છું; હાલો મને લઈ હાલો, જ્યાં નવાણ ગાળવું હોય ત્યાં હું પાણી-મીઠું સાકર જેવું પાણી જો

ધરતીના પેટાળમાં હિલોળા લેતું હશે તે સ્થળ બતાવીશ!'

'તો તો પછી ધરમના કામમાં ઢીલ શી?' બેઠેલા સત્સંગીઓએ કહ્યું.

સૌ ઊઠ્યા અને ચોટીલાની પૂર્વ બાજુએ પાણી હોવાનું પાણીકળાએ જણાવ્યું. જગ્યાએ નિશાન કરી બધા ગામમાં આવ્યા.

રાત્રે વીરજી ભગતે ચોટીલાના આગેવાન ગૃહસ્થોને બોલાવી કૂવો ગળવાની અને કૂવાનું સ્થળ નક્કી થયાની વાત કરી.

'ભલે ભગત! પાણીનું દુઃખ મટતું હોય તો તમે માગશો એટલી નાણાંની મદદ અમે આપશું!' આગેવાનો કબૂલ થયા.

બીજા દિવસથી જ મજૂરો રાખી કૂવાનું કામ શરૂ કરવામાં આવ્યું. કૂવોય ઠીક ગળાયો, પણ ત્યાં એકરંગો કાળમીંઢ પથ્થર તળે આવ્યો. મજૂરોએ ખૂબ ખૂબ મહેનત કરી, પથ્થર તોડવા કળથી અને બળથી ખૂબ ખૂબ પ્રયાસ કર્યા, પણ વ્યર્થ. પથ્થર તૂટ્યો જ નહિ. ગામલોકો પણ નિરાશ થયા.

પણ ભગત હિંમત હારે તેવા ન હતા. એમને તો તરસ્યા પથિકોને પાણી પાવાના કોડ હતા, વ્રત હતાં, તમન્ના હતી. જેને એ ધર્મકાર્ય માનતા હતા તેનાથી એ કેમ થાકે કે કંટાળે? તેઓ જાતે કૂવામાં ત્રિકમ લઈ ઊતર્યા. જાતે ત્રિકમ ઉપાડી ઉપાડી કાળમીંઢ પથ્થરમાં ઠાર દઈ દઈ તોડવા પ્રયાસ કરવા લાગ્યા. આખરે પથ્થર તૂટ્યો. તૂટતાં ભેળું જ પથ્થર નીચેથી સરસ પાણીનું ઝરણું કિલ-

કિલાટ કરતું નીકળ્યું. થોડીવારે વધુ પથ્થર તૂટતાં જોરદાર પ્રવાહ આવ્યો અને કૂવો ભરાઈ ગયો. આમ ભગતના ઘણા સંકલ્પ માંહેનું એક કામ પૂરું થયું.

ચોટીલાના પૂર્વ ભાગમાં આવેલો એ કૂવો આજે પણ ભગતના કૂવા તરીકે ઓળખાય છે.

એક કામ તો થયું, પણ હજુ એથીયે અદકેરું અને મુશ્કેલ કામ બાકી હતું. તે વખતે વઢવાણ સુધી જ રેલવે લાઈન હોવાથી ચોટીલા એ જાત્રાળુઓ તથા તાલુકદારો તથા બીજા મુસાફરોને ભારતમાં જવા–આવવાના માર્ગમાં વચ્ચે આવતું ગામ હતું. સેંકડો મુસાફરો ચૈત્ર–વૈશાખના તાપમાં, પોષની ઠંડીમાં કે આષાઢ–શ્રાવણની હેલીમાં પરેશાન થતા, જ્યારે ચોટીલાના પાદરમાં આવી ઊભા રહે ત્યારે ઘડીવાર વિશ્રાંતિ લેવા કોઈક ઠેકાણું ગોતે; પણ તે વખતે ચોટીલામાં ઊતરવાનું કાંઈ સાધન ન હતું. વીરજી ભગતનું સંત હૃદય આ જોઈ વ્યથા અનુભવતું હતું. પથિકોની આ પીડા તેમનાથી જોઈ જતી ન હતી.

એમણે તે વખતનાં ચોટીલાના વાઘા ખાચરનાં વિધવા અને ભોજ ખાચરનાં માતુશ્રી મંદેબાઈ કે જેઓ ધર્મપરાયણ હતાં, તેમની પાસે આશ્રમ બાંધવા માટે મદદ મળવા ટેલ નાખી. તેમણે જોઈતી જમીન તથા રોકડ મદદ આપી અને ચોટીલાનાં બીજાં ધર્મપરાયણ બાઈ અમુલાંબાઈએ ખૂટતી મદદ પૂરી કરી. આમ આશ્રમ તથા શ્રી રામચંદ્રજીનું મંદિર બંધાયું. પછીનાં બે વર્ષના સમયમાં એટલે સંવત ૧૯૨૫માં મંદિર, ધર્મશાળા, ગૌશાળા, ભંડાર વગેરે બંધાયું. મંદિરમાં શ્રીરામ, લક્ષ્મણ અને સીતાની મૂર્તિઓ પધરાવી.

કૂવો બંધાયો. જળની આપદા ટાળી.

ધર્મશાળા બંધાવી પથિકોને ઊતરવાની અગવડ મટાડી. દેવમંદિર બાંધી પ્રભુ-સ્તવનનું ઉમદા સાધન કર્યું. પણ એક અને અગત્યની વાત તેમના હૈયામાં ખટકતી હતી: જે હજી સુધી સારી રીતે થઈ ન હતી-તે મુંડિયાઓને સદાવ્રત આપવાની.

[ ૪ ]

આશ્રમમાં સૂતેલા અભ્યાગતોને વીરજી ભગત સાદ દે છે. માધુર્ય અને અમીભર્યો એ સાદમાં પ્રસન્નતા છલકાતી હતી. અંતરનો ઊંડો ઊંડો આધ્યાત્મિક આનંદ ટપકતો હતો.

'હાલો, મારા બાપલિયા, હાલો. સૌ સદાવ્રત લઈ જાઓ! ઘણા દી રામરોટીનાં બટકાં મેં ખવડાવ્યાં. આજ હાલો, સૌ પાકું સીધું લઈ જાઓ.'

તિલક તાણી આશ્રમમાં અસ્તવ્યસ્ત પડેલા મુંડિયાઓ-અભ્યાગતો તથા જાત્રાવાસીઓમાં આ વાક્યથી નવો પ્રાણસંચાર થયો.

'હમણાં આવીએ વીરજી બાપુ કે કાલે?'

'આજે જ હાલો, અબ ઘડી જ મારી વાંસે આવજો!'

'રામચંદ્ર દેવકી જે! 'અભ્યાગતોએ હર્ષભેર જયનાદ કર્યો.

વળી ત્યાંથી નીકળી આઘેરાક બીજા સૂતેલા પથિકોના જૂથમાં જઈ વીરજી ભગતે સાદ દીધા:

'એ સૌ સદાવ્રત લેવા હાલજો! સદાવ્રત હાલતું કર્યું છે!'

જ્યાં પવાલું ભૂંજેલા દાળિયાય મળવા દુર્લભ હતા તે સ્થળે લોટ, ઘી, દાળ, સાકર, મસાલો, ગોળ-આ બધું

મળવાથી સાધુઓનો અંતરાત્મા પ્રસન્ન પ્રસન્ન બની ગયો. થોડી વારમાં તો વીરજી ભગતના આસન પાસે અભ્યાગતો ઊભરાવા માંડ્યા. અને વીરજી ભગતે બાજુમાં પડેલા લોટ, દાળ, ઘી, સાકર અને મસાલાના ટોપમાંથી ખોબા ભરી ભરી પોતાના હાથથી આપવા માંડ્યું.

નિર્જન અરણ્યમાં જાણે ગંગાજી પ્રગટી ઊઠ્યાં. ગાઉના ગાઉ પલ્લામાં કોઈ મૂઠી દાળિયાય મફત ખાવા ન આપે એવા પાંચાળના વિસ્તારમાં મૂર્તિ દીઠ અપાતા આ પાકા સીધાની ખ્યાતિ પવનની પાંખે ચડી દેશવ્યાપી બની ગઈ. રાજકોટ નકળંકની જગ્યામાં તૈયાર સુખડી–ગાંઠિયા અપાતા, ચોટીલાની જાગ્યામાં પાકું સીધું અપાતું.

સીધામાં ઘી અપાતું હોવાથી જગ્યામાં ઘણી ગાયો પણ દાનમાં આવવા લાગી. તાલુકદારોએ આ ગાયો નિભાવવા ખડનાં 'વીડ' કાઢી આપ્યાં.

વીરજી ભગતે પોતે તો આજન્મ સેવાવ્રત ધારણ કરેલું હોઈ બ્રહ્મચર્ય અવસ્થા સ્વીકારી હતી, એટલે નાનાભાઈ ઝવેરનાં લગ્ન રાજકોટ પાસેના હલેંડામાં શેઠ મીઠા પારેખની દીકરી સુંદરબાઈ સાથે કર્યાં હતાં. આમ છતાં તમામે ભાઈબહેનો આ જગ્યાના–નિઃસ્વાર્થ સેવાના કામમાં જ રચ્યાં પચ્યાં રહેતાં. ગાયોનાં છાણવાસીદાં કરી તેના સૂંડલા માથે ઉપાડતાં.

કેટલાક સમય પછી એમના સંત હૃદયમાં એક ભાવના જાગી: દેશના સાધુ, મહાત્માઓ અને સંતોને ચોટીલા આમંત્રી મેળો કરવાની. આ વાંછનાને–સત્કાર્યને તાલુકદારો તથા જનતાએ વધાવી અને સંવત ૧૯૩૩ના માગશર માસમાં મેળો

કર્યો. દેશાવરથી હજારો સાધુ, સંતો, મહાત્માઓ આવી પહોંચ્યા. ભારતનાં દૂરદૂરનાં તીર્થક્ષેત્રોમાંથી–અખાડાઓમાંથી મહાપુરુષો આવ્યા હતા. સૌરાષ્ટ્રના સેવાપરાયણ, ખ્યાતનામ ગૃહસ્થો પણ આવ્યા હતા.

મેળો સમાપ્ત થતાં વધેલી સુખડી આનંદભેર સદાવ્રતમાં અભ્યાગતોને વહેંચી દીધી.

૧૯૩૩માં મેળો ભરાયા પછી સંવત ૧૯૩૪ માં દુષ્કાળ પડ્યો. આશ્રમમાં અભ્યાગતોની સંખ્યા વધવા માંડી, તે એટલી બધી વધી પડી કે દરરોજ ફક્ત લોટ અને દાળ આમ બે જ વસ્તુ આપે તોપણ પૂરું થઈ શકે નહિ. ઘણાઓએ વીરજી ભગતને કહ્યું કે, 'આપ હવે પાકું સીધું આપવાનું બંધ રાખો, કારણ કે આખું દુષ્કાળનું વર્ષ આ રીતે આપવામાં આર્થિક રીતે પહોંચી શકાશે નહિ.'

ત્યારે વીરજી ભગતે જવાબ આપ્યો : 'જગ્યા પર દેવું થતું હોય તો ભલે થાય, પણ મારા સાધુડાઓને લૂખો રોટલો તો નહિ જ જમવા દઉં.'

પછી પાકા સીધાને બદલે, લોટ, દાળ, મરચું, મીઠું–આટલું અપાવા માંડ્યું. આમ છતાં જગ્યાનું દેવું એટલું બધું વધી ગયું કે, ભગતથી તત્કાલ તે ભરી શકાય તેમ ન હતું; પણ એમના અંતરાત્મામાં નિરાંત હતી કે, 'બીજાના કલ્યાણ માટે મેં જે કરજ કર્યું છે તે ઈશ્વર જ ભરપાઈ કરશે, કારણ કે આ કરજ ઈશ્વરસ્વરૂપ માનવબાળના કલ્યાણ અર્થે જ થયું છે.'

પણ ઉઘરાણીવાળા ઉઘરાણીનો તકાદો કરવા માંડ્યા એટલે ઈશ્વરમાં અનન્ય શ્રદ્ધાવાળા વીરજી ભગત શ્રીરામ-

ચંદ્રજીની મૂર્તિ પાસે બેસી રહી સ્તવન કરવા લાગ્યા. સાથે સાથે સ્તવન એકાગ્ર ચિત્તે થાય એટલા સારુ ઉપવાસ પણ કરવા માંડ્યા. આમ બે દિવસ થયા અને ત્રીજા દિવસનું પ્રભાત ઊઘડતું હતું ત્યાં લીંબડીના ઠાકોર જસવંતસિંહજી રાજકોટથી પાછા વળતાં તે જગ્યામાં ઊતર્યા. તેમણે આ બધું જાણ્યુ. ભગતને બોલાવ્યા અને જગ્યા પરનું તમામ કરજ તે જ ક્ષણે પોતે ચોટીલામાં જેટલા માગવાવાળા હતા તે તમામને બોલાવી ચૂકવી આપ્યુ. આથી જગ્યા સંપૂર્ણ કરજમુક્ત બની.

ભગતે સં. ૧૯૩૯માં કાશી, ગોકુળ, મથુરાં, પ્રયાગ, ગયાજી અને અયોધ્યા વગેરે તીર્થસ્થળોની જાત્રા પણ કરી હતી.

ભગતનું હૃદય ઘણું દયાળુ હતું. એક વખત તેઓ ચોટીલાથી દૂર ગયા, ત્યાં એક વૃદ્ધ કોળી અને તેનો દીકરો આવતા હતા. વૃદ્ધ બાપના માથા પર લાકડાનો ભારો હતો. પછવાડે દીકરો વહ્યો આવતો હતો. બાપ વૃદ્ધ હોવાથી બહુ જ ધીમેથી ભારા સહિત ચાલતો હતો તેને જોઈ કોળીનો છોકરો કહેતો હતો:

'ડગરા! જરા ઉતાવળે હાલ્ય તો ભારો વેચાશે, ટાણું વહ્યું જાશે તો ભારો કોણ લેશે?'

ભગતે આ શબ્દો સાંભળ્યા અને તે કોળીના છોકરા પાસે આવી કહેવા લાગ્યા:

'તારા બાપે તને ઉછેરી મોટો કર્યો અને એની પાસે આમ ભારો ઉપડાવાય? ગાંડા, એ તો તારું તીરથ છે.'

છોકરો શરમાઈ ગયો, પણ વીરજી ભગતે પેલા વૃદ્ધ

ડોસા પાસેથી લાકડાનો ભારો લઈ પોતાના માથા ઉપર લઈ લીધો અને છેક ચોટીલા સુધી ઉપાડી આવ્યા પછી બેય–બાપદીકરાને કહ્યું :

'તમારા બેયના ભારા વેચશો તો માંડ ચાર આના આવશે. માટે જગ્યામાં આ ભારા નાખી આવો તો હું આઠ આના આપીશ.'

બેય ભારા જગ્યામાં નખાવ્યા. આઠ આનાના પૈસા ઉપરાંત બાપ–દીકરાને ખાવાનું આપ્યું અને છોકરાને કહ્યું :

'તારો બાપ ભલે જગ્યામાં રહે, કારણ કે તે વૃદ્ધ અને અશક્ત છે. તેનાથી મજૂરી થશે નહીં. અહીં જગ્યામાં થશે તે કામ કરશે. તું તારો ભારો રોજ જગ્યામાં નાખી જજે, તેની તને સારી કિંમત તથા ખાવાનું આપશું.'

[ ૫ ]

જગ્યાના ભંડારી પાસે એક ચીંથરેહાલ કાળો સીસમ જેવો આદમી આજીજી કરતો હતો :

'એ ધર્મી જીવ ! બટકુંક રોટલો દો, મારી મા ભૂખી બેઠી છે !'

'અહીં વાઘરીને સદાવ્રત મળતું નથી ભા !' ભંડારી કહેતો હતો અને આ બોલ સાંભળી માગનાર વાઘરીના મોં પર વીંછીના ડંખ સમી વેદના ઉભરાવા લાગી ત્યાં વીરજી ભગતે આવીને ભંડારીને કહ્યું :

'ભાઈલા ! વાઘરી અને બીજા ઠાકરને ઘેર બધા સરખા જ છે. ઠાકરના દરબારમાં એવા ભેદ ન હોય, માટે હવેથી ગમે તે વરણનું–જાતનું માનવબાળ આવ્યું હોય તેને

-ગમે તે સમયે ટુકડો દેજો, નહિતર ઠાકર દુભાશે '

જગ્યામા એક સાધુ હઠ લઈને બેઠો છે

'મુઝે ગોરસ ચાહિયે, મેરે ભીતર આગ લગી હૈ, ગોરસ ચાહિયે!'

સાધુને દહી જોઈતુ હતુ, પણ હમણા જ દહીને વલોવીને છાશ બનાવી દીધી હતી અને જગ્યામા બીજુ દહી હતુ નહિ અને સાધુને પેટમા લાય બળતી હોવાથી દહી ખાવુ હતુ એટલે વીરજી ભગતે જાતે હાથમા વાસણ લઈ ચોટીલામા બેચાર ઘેર જઈ દહી માગી લાવીને સાધુને ખવડાવ્યુ

*

હવે ભગતની અવસ્થા થઈ હતી શરીર શિથિલ થયુ હતું, આખોના તેજ ઘટયા હતા એમને પણ જણાવા લાગ્યુ કે, હવે આ દેહ છૂટી જવાનો છે પછી એમણે પોતાના નાના ભાઈ ઝવેરને તથા બીજાને બોલાવી કહ્યુ કે, 'મારો આયુષ્ય દોર હવે પૂરો થવા આવ્યો છે, માટે મારા દેહને જગ્યાના મ દિરની પરસાળ પાસે સમાધિ લેવડાવજો '

અને આખરે એ સમય આવી પહોચ્યો સ વત ૧૯૪૩ ના ચત્ર વદ પાચમ ને ગુરુવારના સૂર્યોદયસમયે, હાથમા માળા, કપાળે ગોપીચ દન, મોઢામા તુલસીપત્ર મૂકી રામનુ નામ ઉચ્ચારી સમાધિ ભગતે ચડાવી પરમ શાતિપૂર્વક દેહ ત્યાગ કર્યો અને પાછળ સેવાધર્મનો આદર્શ મૂકતા ગયા

## સંત વાલમરામ

સૌરાષ્ટ્રમાં છેલ્લા બે સૈકા એવા તો ઊગ્યા કે જ્યાં જુઓ ત્યાં માનવબાળની સેવા-વ્રતના દીક્ષાધારીઓ, જ્યાં જુઓ ત્યાં રોગીઓની માવજત કાજે અને અભ્યાગતોને રોટીનો ટુકડો આપવા મઠૂલી બાંધી બેસી ગયા હતા. ગીતાકારે ગાયેલા 'યજ્ઞ'–મનુષ્યસેવાના યજ્ઞનાં પ્રથમ પગરણ જાણે સૌરાષ્ટ્રે શરૂ કર્યાં. મનુષ્ય 'યજ્ઞ' કરવાનું 'પણ' લઈને જન્મે છે. આ ભગવાન કૃષ્ણચંદ્રનો આદેશ સૌ પ્રથમ સૌરાષ્ટ્રની પ્રજાએ આચરી બતાવી મનુષ્ય તરીકેનો ધર્મ બજાવ્યો. શ્રીકૃષ્ણચંદ્ર સૌરાષ્ટ્રવાસી હતા અને તેમના આદેશની વિશ્વમાં હાંસી ન થાય અને સૌરાષ્ટ્રવાસીની શાન ન જાય તેટલા ખાતર તો આટલા ઉગ્ર તલસાટથી સેવા-યજ્ઞની ઝૂંપડીઓ–મઠૂલીઓ ગામેગામ અને નગરેનગર નહિ સ્થપાઈ હોય ને ?

અઢારમી અને ઓગણીસમી સદીના સૌરાષ્ટ્રનું ગામે-ગામ નીરવ ગગન–ઘુમ્મટ તળે ભજનના કલશોરથી ગાજતું, ગામેગામના પાદરમાં એકતારાનો અને મંજીરાનો મંજુલ ધ્વનિ સંભળાતો.

એવા સેવાવ્રતના એક દીક્ષાધારી સંત વાલમરામનો જન્મ સંવત ૧૮૮૦ના જેઠ સુદ બીજના દિવસે સૌરાષ્ટ્રના ગારિયાધાર ગામે થયો. પિતાનું નામ લવજી, માતાનું નામ જબાઈ હતું. જ્ઞાતે કણબી–પટેલ.

વાલમરામના જીવનકવન પર તે વખતના ભક્તકવિ ભોજા ભગતની ઘણી અસર થયેલી. આ ભોજા ભગતનો જન્મ સંવત ૧૮૪૧ની સાલમાં જેતપર (કાઠીનું) પાસેના

દેવકીગાલોલ ગામે થયેલો. આરપાર ઊતરી જાય તેવી સીધી સાદી ભાષામાં પ્રભુ–ભક્તિનાં સચોટ પદો બનાવનાર તરીકે ભોજા ભગતની તે વખતે સૌરાષ્ટ્રમાં ખ્યાતિ હતી અને તેમનાં રચેલા આ વેધક પદો ' ચાબખા ' નામે ઓળખાતાં.

'મૂરખાની દાઢડી થઈ ધોળી રે,
હૃદયમા ના જોયું ખોળી રે...

અને

ભક્તિ શીશતણું સાટું રે, આગળ વસમી છે વાટું,
એક દિવસ તો આવી બની, રાજા મોરધ્વજને સાથે;
કાશીએ જઈને કરવત મુકાવ્યા હરિજનને હાથે રે...ભક્તિ૦

આવા આ ભોજા ભગતના બે શિષ્યો : એક વાલમરામ અને બીજા વીરપુરના ભક્ત જલારામ. બન્નના જીવન પર ભોજા ભગતના જીવન અને કવનની ઘેરી અસર હતી.

ભોજા ભગતના ચાબખા ત્યારે સારાષ્ટ્રના ગામેગામ ગવાય, એમ ગારિયાધારમાં પણ આ પદો ગવાય. બાળક વાલમરામ પણ આ ચાબખા પ્રેમથી સાંભળે અને ગાય. પછી તો એ ક્રિયા આગળ ચાલી. વાલમરામ આમાં તદ્રૂપ બની ગયા. એકતારો વસાવ્યો. મોરપિચ્છ ભરાવેલો આ એકતારો બાળક વાલમરામ સીમમાં ઢોરાં ચરાવવા જાય ત્યાંય ભેળો લઈ જાય અને અરણ્યમાં ટેકરા ઉપર બેસી ગગનના ઘુમ્મટ નીચે ભોજા ભગતના ચાબખા ગાયા કરે. આ પદોનાં સ્મરણ અને સ્તવનથી અંતરમાં પણ પ્રભુ-ભક્તિનાં બીજ રોપાયાં: સંસાર અસાર છે, જગત નાશવંત છે અને ઈશ્વરપરાયણ રહેવું એ જ ભવસાગર તરવાનો સાચો માર્ગ છે. આ વસ્તુ ભોજા ભગતનાં પદોએ તેના હૃદયમાં પૂરી રીતે ઉગાડી દીધી હતી.

વાલમરામ સીમમાં એક દિવસ ઢોરાં ચારે છે, ત્યાં ભોજા ભગત ગાડામાં બેસી એક મંડપમાં જતા હતા તે આ માર્ગેથી નીકળ્યા. ગાડામાં બીજા પણ બેચાર સાધુ હતા. ભોજા ભગતે દૂરથી એકતારામાં પોતાનાં રચેલાં પદ ગાતા આ બાળકને જોયો એટલે ગાડું ઊભું રખાવી તેને પોતાની પાસે બોલાવ્યો ને પૂછ્યું:

'કેવા છો બેટા?'

'કણબી છું.'

'તારું નામ?'

'વાલો, બાપુ!'

'આ એકતારો લઈ શું કરતો હતો?'

'ભોજા ભગતના ચાબખા ગાતો હતો.'

'એથી શું લાભ?'

'પાપ ધોવાય, પુન્ય થાય, દુઃખ આવે નહિ.'

'ભોજા ભગતને તેં કોઈ દી જોયા છે?'

'ના, જોવાં દિલ છે.'

'હું ભોજો ભાઈલા! આ દેહને ભોજો કહે છે.'

'તમે જ ભોજા ભગત? વાહ રે વાહ! હું ભાગ્યશાળી કે, તમારાં દર્શન થયાં, હવે જાવા નહિ દઉં!'

'દર્શન તો પરમાત્માનાં થાય! હું તો તારા જેવા તુચ્છ માણસ છું. આજ તો મારાથી રોકાવાય એમ નથી, મેળામાં-મંડપમાં જાઉં છું. આ મારા ભેળા સાધુ-સંતો બેઠા છે.'

'ત્યારે નહિ આવો?' વાલમરામ નિરાશ થયો.

'આવીશ, બેટા! મેળામાંથી વળતાં જરૂર આવીશ.'

'જરૂર આવશો ?'

'જરૂર.' કહી ભોજા ભગતે ગાડું હંકાર્યું. વાલમરામે ગાડાને તથા એ ગાડામાં બેઠેલી તિલકધારી સંતમૂર્તિઓને દેખાઈ ત્યાં સુધી જોયા જ કર્યું.

## [ ૨ ]

વાલાને બીજા મોટા ભાઈઓ હતા, એટલે ખેતીના કામમાં બહુ જવું પડતું નહિ. ભોજા ભગતના ગયા પછી વાલાએ ચાર પાચ જોડી ઝાંઝ–કરતાલ, મંજીરા અને નવા દોકડ વસાવ્યા છે. વાલો રોજ રાત્રે વાળુ કરી નવાં શીખેલાં ભજન ગાય છે. પછી હાથમાં માળા લઈ બેસી જાય છે. જ્યાં સુધી ઊંઘ ન આવે, અધરાત ભાંગે નહિ ત્યાં સુધી વાલો સૂતો નથી. ગામમાં પણ કોઈક ભજનમંડળી આવી હોય ત્યાં વાલો પ્રથમ પહોંચી જાય છે. માતા અને પિતા બેઠાં હતાં ત્યાં સુધી ભાઈઓ વાલાને કાંઈ કહી શકતા નથી, પણ તેઓ મૃત્યુ પામ્યાં પછી મોટાભાઈએ આ બેઠાખાઉ અને ભગતડા વાલાને ટોક ટોક કરવા માંડયું અને ખેતીના કામમાં પરાણે જોતરવા લાગ્યા.

પણ પ્રભુપરાયણ જીવનું ખેતીના કામમાં ચિત્ત ચોટયું નહિ એટલે કામમાં લગાડવા ભાઈઓએ ભજનમંડળી વગેરેમાં જવા મના કરી. વાલાએ કહ્યું :

'તમે મને આમ ભજનમંડળીમાં જવા મના કરશો તો હું ભાગી જઈશ.. પરણ્યો નથી, એકલો છું એટલે મારે બીજી ચિંતા નથી.'

ભાઈઓએ વિચાર્યું કે, 'જો ભાગી જશે તો આટલું આ ઢોરાં ચરાવવાનું કામ કરે છે તે પણ બંધ થશે અને તેટલા

સારુ નવો સાથી રાખવો પડશે.' એટલે ભાઈઓએ રોકટોક ઓછી કરી.

[ ૩ ]

વાલમરામના મકાન પાસે એક હરિજન આંટા મારે છે. મોટા ભાઈઓ સીમમાં ગયા હશે એ સમય જોઈને જ તે આવ્યો છે, અને આવી સાદ દીધો :

'વાલાભાઈ, એય વાલાભાઈ!'

વાલો બહાર આવ્યો. જુએ છે તો કપાળે તિલક અને ડોકમાં તુલસીની માળા નાખેલો હરિજન ખડકી સામે દૂર બેઠો છે. કંઠી અને તિલક વાલમરામને અતિ પ્રિય હતાં, એટલે આ હરિજનને જોઈ તે પ્રસન્ન થયો અને બોલ્યો :

'કેમ ભા, શીદ આવવું થયું ?'

'એક વિનંતિ કરવા આવ્યો છું.'

'કહો.'

'આજ આષાઢી બીજ છે. અમારા વાસમાં ભજન ગાવા આવશો ?'

'આવીશ.'

'સાચેસાચ !' હરિજનને હજુ માન્યામાં નહોતું આવતું.

'સાચે જ આવીશ, બરાબર ટાણે આવી જઈશ.'

'બહુ સારું, બહુ રૂડી વાત થઈ, ને ત્યાં વાસમાંય ગાયના છાણથી બધું લીંપીગૂંપી તૈયાર કર્યું છે. તુલસી-ક્યારા પાસે બેઠક રાખી છે.'

'કાંઈ વાંધો નહિ, મારે મન તો એવા કોઈ જાતિભેદ નથી. ઈશ્વરના દરબારમાં મૃત્યુ પછી ક્યાં જીવાત્માએ માટે નોખનોખા વાસ બનાવ્યા છે ? આ તો માણસની [illegible]

કરેલી દીવાલ છે. હું એમાં માનતો નથી. વળી જૂનાગઢનો નરસૈંયો એ માર્ગ બતાવી ગયેલ છે.'

હરખાતો હરખાતો હરિજન વાસમાં ગયો અને સૌને વાત કરી કે, 'વાલાભા રાત્રે ભજન ગાવા આવવાના છે. એમની સાથે નક્કી કરી હાલ્યો આવું છું.'

સાંભળનારા સૌ હરિજનો રાજી થયા, કારણ કે સવર્ણો હરિજનને ત્યાં જાય તે અપૂર્વ પ્રસંગ મનાતો.

આથમણી બાજુ સંધ્યાનાં અજવાળાં વિલાયાં અને અંધારું જગત પર છવાઈ ગયું. ઠાકરદ્વારે ઝાલરું વાગી રહી એટલે મોટાભાઈઓ ન જાણે તેમ 'ભજનમાં જાઉં છું' કહી એકતારો અને કરતાલ લઈ વાલો નીકળી ગયો.

ભાઈઓને ખબર ન પડી કે, વાલમરામ હરિજનવાસમાં ભજન ગાવા જાય છે.

વાલમરામ હરિજનવાસમાં ગયા. સૌને બે હાથ જોડી અભિવાદન કરી મંડળીની વચમાં બેઠા. એકતારો ઝણઝણાવ્યો. મૃદંગ તૈયાર થયું. મંજીરા આંગળી ઉપર વીંટાયા. મંડળી સજ્જ થઈ એટલે વાલમરામે પ્રથમ ગણપતિનું સ્તવનપદ ગાયું. પછી મનથી માની લીધેલા ગુરુ ભોજા ભગતનું પદ ઉપાડ્યું:

આ ભવમાં ભજન કરી લે ભાઈ,
અંતરમાં કાં રહ્યો મુઝાઈ?
સગાં કુટુંબ ને પરિવાર, એ કૂડી છે સગાઈ,
મૂઆ પછી માનવીઓ વાંસે કર્મ છાંડશે કાંઈ. આ ભવમાં૦
કામક્રોધ કાયાને ખાશે, લોમ ભીતર ભાઈ,
સુરાપાનની અંદર ભળતાં, ઊડે અચાનક લાઈ. આ ભવમાં૦
નર્મે નાર, મંદોદરી મીરાં, ચાલી કર્માબાઈ,
પીપા પ્રહ્લાદ ધ્રુવ અમરીખ નરહર મેના નાઈ; આ ભવમાં૦

આજુબાજુ ભેગા થયેલા લોકોએ ભોજા ભગતને વાલમરામના રાતના હરિજનવાસમાં ભજન ગાવાના અને મોટાભાઈઓના ઠપકાની વાતના ખબર કહ્યા.

ભોજા ભગતે આ બધા પ્રસંગોની તુલના કરી મનોમન એ નક્કી કરી લીધું કે, આ જીવ સેવાના માર્ગે પળી ગયો છે. વ્યવહારુ કામમાં કે રિવાજોમાં આનું ચિત્ત ચોંટશે નહિ. પરભવનો આ પુણ્યાત્મા છે એ સિવાય આવો માર્ગ સૂઝે નહીં. એટલે ભોજા ભગત બોલ્યા :

'વાલમરામ! તમને માર્ગ બતાવું છું, જે માર્ગ પરમ શાંતિનો, પરમાર્થનો અને પ્રભુને પામવાનો છે, અને જે માર્ગે મોટા મોટા અવધૂતો પણ જઈ શકતા નથી તે માર્ગ તમને કહું છું. આ ગારિયાધારમાં એક નાની મઢૂલી બનાવો, ત્યાં ભૂખ્યાં અને દુઃખિયાંને સાદ દો, ભૂખ્યાને રોટલાનો ટુકડો આપજો અને દુઃખિયાંઓની ચાકરી કરજો.'

'પણ રોટલા ક્યાંથી કાઢું ?'

'ખભે કાવડ લઈ એક ગામથી બીજે ગામ ઘેર ઘેર અભ્યાગતો સારુ માગવા જજો, અને એમાંથી અભ્યાગતો ને મુંડિયાઓને ખવડાવજો, આના જેવો બીજો કોઈ શ્રેષ્ઠ માર્ગ નથી.'

'ભલે એમ કરીશ, પણ ભેળી મારી એક વાત રાખવી પડશે.'

'કહો.'

'આ મઢૂલીમાં રામ, લક્ષ્મણ, સીતાની મૂર્તિઓ પધરાવવા તમે આવજો.'

'ભલે આવીશ, મઢૂલી તૈયાર થાય એટલે મને ફત્તેપુર (અમરેલી) સમાચાર મોકલજો. વીરપુર જલારામને પણ ખબર દેજો.'

'હજુ એક માગણી રહી જાય છે.'

'બોલો!'

'મને કંઠી બાંધતા જાઓ! મારા ગુરુ બનો!'

ભોજા ભગત પછી થોડો સમય ગારિયાધાર રોકાયા અને વાલાને કંઠી બાંધી શિષ્ય બનાવ્યો. તે પછી તે વાલામાંથી વાલમરામ બન્યો.

ભોજા ભગત વિદાય થયા. વાલમરામે મંદિર તૈયાર થાય એટલે ગારિયાધાર આવવા ફરી વિનંતી કરી. ભગતે આવવા ફરીને ખાતરી આપી.

વાલમરામે ગારિયાધારમાં મંદિર તૈયાર કર્યું, ગુરુ ભોજા ભગતને તેડાવ્યા. તેમની હાજરીમાં રામ, લક્ષ્મણ ને સીતાની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. સાથેસાથ મંદિરમાં કાવડ અને એકતારાને પણ સ્થાપિત કર્યાં. ભોજા ભગતે આશિષ દીધી, તેમનું હૈયું હરખાયું.

પ્રભાતે ઊઠી પ્રભુ-સેવા કરી ખભે કાવડ લઈ વાલમરામ અભ્યાગતો માટે રોટી ઉઘરાવવા નીકળે છે. ગામના લોકો અને મંદિરમાં આવેલા અભ્યાગતો બેયનેય હવે તો આવવા-જવાની સંજ્ઞાને સૂચવતો આ કાવડના ઘૂઘરાનો નાદ પ્રિય થઈ પડ્યો છે. કાવડના ઘૂઘરા ગાજતાં જ ગામની માતાઓ રોટલા, ખીચડીના લોંદા, જે હોય તે લઈ તૈયાર રાખે છે. કાવડ ભરી વાલમરામ મઢૂલીમાં આવે છે અને પ્રેમથી સૌ આવેલા અભ્યાગતોને ખવડાવે છે. પછી અભ્યાગતો માટે દાળ-રોટલાની સગવડ થઈ.

સંવત ૧૯૪૨માં સંત વાલમરામ ગત થયા અને સૌરાષ્ટ્રના માનવ-સેવા યજ્ઞના પૂજારી-સંતોની નામાવલીમાં પોતાનું નામ મૂકતા ગયા.

આજેય ગારિયાધારમાં તેમની જગ્યા છે.

## સંત મોરારસાહેબ

'ભાઈ વીરા ! ભાઈ મોરાર ! તમે છેક સૌરાષ્ટ્રને ચીરી પેદલ ચાલી ગુજરાતમાં મારી પાસે આવ્યા. ભલે આવ્યા. તમે કલ્યાણનો માર્ગ પૂછવા આવ્યા છો. જો તમે કોઈ ચમત્કારથી કલ્યાણ કરાવવાનો ભાવ સંઘરી આવ્યા હો તો હું કહી દઉં કે, હું કોઈ ઈશ્વરના નામે પાણી છાંટી, ભભૂત દઈ કે બીજી રીતે ચમત્કાર કરતો નથી. માણસ એવું કરી પણ શકતો નથી. ઈશ્વરી ક્રમને માણસ કોઈ દિવસ હાથમાં લઈ શકતો નથી. અને કદાચિત કોઈ એમ કહેતું હોય કે, ફલાણા સંત–મહાત્મા–સાધુ ચમત્કારી છે તો તે પાખંડ સમજજો. ભોળી અજ્ઞાન, અભણ પ્રજાને છેતરવાની દ્વિધામાં નાખવાની વાંત સમજજો, એટલે તમે એ રીતે જો કલ્યાણનો માર્ગ પામવાની ઇચ્છાથી આવ્યા હો તો તે મારી પાસે નથી. કલ્યાણનો માર્ગ મેં જે રીતે જાણ્યો છે તે રીતે હું ગુજરાતની પ્રજાને સમજાવું છું. મારી પાસે આવનારાને પણ સમજાવું છું કે, પ્રભુસ્વરૂપ જગતના દુઃખી, હીન, ત્યજાયેલા રોગીઓની નાતજાતના ભેદ જોયા સિવાય ચાકરી ઉઠાવવી. તેમના મોંમાં રોટલાનું બટકું પૂરવું, સાધુસંતોને આદરમાન દઈ તેમની પાસેથી જ્ઞાનની, ધર્મની બે વાતો સાંભળવી, ભગવાનનાં ગુણ–કીર્તન–કથા–સાંભળવું–ગાવાં અને આ બધું પણ ગર્વરહિત થઈને મોટાઈરહિત, સેવકભાવથી કરવું એ મને આ પરમ કલ્યાણનો માર્ગ જણાયો છે. ઈશ્વર આમાં અવશ્ય રાજી રહે છે એમ હું માનું છું.' રવિસાહેબે કહ્યું.

'આવું મહાન કામ કરવા માટે ચિત્તની સ્થિરતા અને

બળ જોઈએ તે કેવી રીતે પ્રાપ્ત કરવાં?' મોરારે પૂછ્યું.

'સાચી વાત છે. વેદ-વેદાંતનાં ભણતર સહેલાં છે પણ આવી સેવાપરાયણ ચિત્તવૃત્તિ ટકાવી રાખવી એ દુષ્કર છે, યૌગિક સાધનાથીયે આકરી છે. એના માટે મેં તો એક જ માર્ગ જાણ્યો છે. રોજ રોજ રાતે એકતારામાં પ્રભુ-ભજન ગાઈ તે દ્વારા પ્રભુનું તાદાત્મ્ય મેળવી આ સદ્‌વૃત્તિ ટકાવવાનું બળ તેની પાસેથી પ્રાપ્ત કરવું.' નટ જેમ દોર ઉપર દૃષ્ટિ રાખી રમત રમે, તેમ હરિના ટેલવા બનનારે ઈશ્વર-ભજનથી વિમુખ ન બનવું જોઈએ, હૈયામાં નિત્ય જગદીશ્વરને સંઘરી રાખવા જોઈએ અને નિરંતર એ જ યાદ રાખવું જોઈએ કે, મારા આ કામમાં બળ પૂરનારો ઈશ્વર જ છે.'

'તો પછી આ સેવા-યજ્ઞનો આરંભ ક્યાંથી કરું?'

'તમે અહીં કયે ગામથી આવ્યા?'

'ખંભાળિયાથી!'

'બસ, તો ખંભાળિયાથી જ આ પુનિત ગંગાનાં નીર વહાવવા માંડો, એના માટે કોઈ સારું-નરસું ઠેકાણું શોધવાનું ન હોય!'

'આ સારુ બાપુ, કોઈ જગ્યા તો બાંધવી પડશે ને?'

'જગ્યા એટલે તમે શું કહેવા માગો છો?'

'જગ્યા એટલે સ્થાન.'

'તમારી મતલબ હું સમજી ગયો, તાત્પર્ય જાણી ગયો, તમારે સ્થાન એટલે તમારા સૌરાષ્ટ્રમાં છે એવી જગ્યાઓ બનાવી કીર્તિની વાંછના, મોટપની ઇચ્છા લાગે છે. એ તો ખોટું છે. સ્થાન એટલે મઢૂલી કરો, ઝૂંપડી કરો કે જ્યાંથી

સદૈવ બીજાની સેવા કરવાના જ મંત્રો રટાતા હોય. અભ્યાગતો સારુ જ રોટલા ટિપાતા હોય. જગ્યામા, સંત-મહંતોના નામે સાકર-ઘીના મીઠા પ્રસાદ બનતા હોય એવાં સ્થાન ના કરશો બાપુ!'

'ત્યારે ?'

'તમે જાતે ખભે કાવડ લઈ અભ્યાગતો માટે ઘેર ઘેર જઈ ટુકડો માગી લાવી એ અભ્યાગતોને ખવડાવી પછી તમે ખાજો. આમ કાવડ લઈને ઘૂમશો એટલે વાઘેલા રાણા! તમારાં અભિમાન ઓસરી જાશે અને પછી અભિમાન-રહિત હૈયે તમે બરાબર સેવા આચરી શકશો.'

રવિ સાહેબના આ સખુન સામે મોરારે મસ્તક નમાવી કહ્યું:

'આપની આજ્ઞા માથે ચઢાવું છું, આજ્ઞા મુજબ જ વર્તીશ, એમાંથી ચલિત થઈશ નહિ. પણ આપ જાણો છો કે, સેવાના માર્ગે ગુરુ કર્યા સિવાય પળાતું નથી. માટે આપ મારા ગુરુ બનો.'

'ભલે, હું તેમ કરીશ, પણ તેમ કરતાં પહેલાં મારી એક વાત સાંભળી લો. તમે કયો ધર્મ પસંદ કર્યો છે? આજ તો નોખનોખા ધર્મો પળાય છે.'

'કેમ એમ પૂછવું પડ્યું ?'

'કારણ કે હું કબીર મતમાં દીક્ષિત થયેલો છું.'

'એથી શું? આપને કબીરના સિદ્ધાંતો, કબીરનું ધાર્મિક તત્ત્વજ્ઞાન રુચ્યાં અને તે માર્ગે વળ્યા, પણ આપની સાથેના આ સંભાષણથી મેં તો નક્કી કર્યું છે કે, સૌનો ચડિયાતો અને શ્રેષ્ઠ ધર્મ તો સેવાનો છે—પ્રભુસ્વરૂપ માનવ-

બાળની સેવાનો છે, એટલે અંગત ધર્મ તો ગમે તે હોય તેની સામે મને વાંધો નથી માટે મને શિષ્ય બનાવો અને જગતને કહો કે, સૌરાષ્ટ્રના એક મોરાર વાઘેલાને મેં મારો શિષ્ય બનાવ્યો છે. તે મારી આજ્ઞા માનશે!'

'પણ મારું ગુરુપદ લજાવશો નહિ ને?'

'નહિ લજાવું. સેવાના માર્ગેથી જરાય ચલિત નહિ થાઉં?'

રવિ સાહેબે મોરાર સાહેબને કંઠી બાંધી, શિષ્ય બનાવ્યા, અને કબીરપંથમાં દીક્ષિત થનારને નામ સાથે સાહેબનું વાક્ય જોડવામાં આવે છે તેમ મોરાર પણ તે દિવસથી મોરાર સાહેબ બન્યા.

## [ ૨ ]

સંત મોરાર સાહેબનો જન્મ સંવત ૧૮૩૦ની આસપાસ થરાદરીના એક સામાન્ય ગીરાસદાર વાઘેલા દરબારને ત્યાં થયેલો. તેમનાં માતા-પિતા સંસ્કારી અને ધાર્મિક વૃત્તિનાં હતાં. બાળક મોરારની ઉંમર ચારેક વર્ષની થતાં તેમના પિતા પરલોકવાસી થયા. તેમનાં માતા શાંત સ્વભાવનાં હોવાથી કુટુંબના આંતરિક કલેશથી કંટાળી બાળક મોરારને લઈ પિયર આવ્યાં.

મોરાર સાહેબનું મોસાળ ખંભાળિયા પાસેના સણોસરા ગામે હતું. મામાની આર્થિક સ્થિતિ પણ નબળી હતી. ત્યાં જેમતેમ બે વરસ કાઢ્યાં.

ખંભાળિયાનો ભરવાડ વીરમ ભગત કામપ્રસંગે સણોસરા આવતો, તે ભાણસાહેબના શિષ્ય રવિસાહેબનો શિષ્ય થયો હતો, તેથી તેમનાં બનાવેલાં ભજનો ગાતો

'અને એ અભ્યાગતો આવતાય દેખાય છે!'

'કેમ મોડું થયું હશે?'

ત્યાં કાવડના ઘૂઘરા ખખડ્યા અને થોડીવારમાં તો એ ઘૂઘરાના અવાજ સાથે આદમી આવી પહોંચ્યો એટલે રસોડામાંથી માએ સાદ દીધો :

'બેટા મોરાર! આજ કેમ મોડું થયું?'

'આઘેરે ઝાડના છાંયે એ નધણિયાતી માતાજિયું-ગવતરિયુ આડી પડી'તી. મેં કીધું સૂતી છે. થડમાં જઈને જોઉં તો બેય હાડપિંજરશી ગવતરિયું, ડોળા ફાડી પડી હતી. લાગ્યુ કે, જાણે હમણાં મરી જાશે, પણ મને સમત સૂઝી ને ઢૂકડા ઘેરથી પાણી અને કૂંડું લાવી પાણી પાયું એટલે ઊભી થઈ ગઈ. આથી મને આવતાં આજે મોડું થયું.' મોરારે જવાબ દીધો.

'ઠીક, સારું કર્યું. મોડુંય લેખે છે. પણ હવે આ રોટલાના ગંજમાંથી બોખા દાંતવાળા મુંડિયાઓ સારુ રોટલા નોખા તારવી રાખ, બિચારા ભૂખ્યા થયા હશે તે હમણાં આવી પૂગશે!'

મોરાર કહ્યું અને પોચા રોટલા અલગ કરવા લાગ્યો. માએ કાવડમાંથી લોટ કાઢી લોટ ભેળો હાલવ્યો.

ત્યાં તો બહાર અભ્યાગતોનાં ઝુંડ ઊભરાયાં; એટલે મોરારસાહેબે સાદ દીધો :

'હરિહર!'

અભ્યાગતોએ પ્રત્યુત્તર વાળ્યો :

'હરિહર, બાપલા હરિહર, હાલો.' કહી એક પછી એક કાંટાની વાડના ઝાંપામાંથી અંદર આવી નાના શા મકાન-

અને પોતે પણ ભજન બનાવતો. એથી આજુબાજુમાં વીરમની ખ્યાતિ સંત તરીકે હતી.

એકવાર વીરમ સણોસરા આવ્યો. તેને મોરાર સાહેબની માતાએ કહ્યું કે, મોરારને ધાર્મિકતાના સિંચન થાય એ સારુ આવી કોઈ જગ્યામા ઉછેર કરાવવો છે.

વીરમે કહ્યું : 'જો તમારા ભાઈ તમને રજા આપે તો ખુશીથી અમારી જગ્યામા મા-દીકરો વહ્યાં આવો.'

મોરારના માએ તેમના ભાઈ પાસે આ ઇચ્છા વ્યક્ત કરી. ભાઈએ સંમતિ આપી; કારણ કે તે વીરમને પિછાનતા હતા અને વીરમ સાથે તેને ઘર જેવો સંબંધ હતો.

પછી મા-દીકરો ખંભાળિયા ગયાં અને ત્યાંથી તેઓ ગુજરાતમાં રવિસાહેબ પાસે ગયાં અને ત્યાં રવિસાહેબે મોરારને કંઠી બાંધી મોરારસાહેબ બનાવ્યા.

## [ ૩ ]

ખંભાળિયાથી ઉત્તરાદિ બાજુ કાંટાની વાડ કરેલા એક નાનાશા મકાનમાંથી મધ્યાહ્‌ને ટપ, ટપ, ટપ, રોટલા ટીપવાનો અવાજ આવે છે. આ અવાજ કલાકોથી આવ્યા જ કરતો હતો. કારણ કે કંઈ ઘડવાના બેચાર રોટલા ન હતા, પણ આ તો રોટલાનો ગંજ ખડકવાનો હતો. રોટલા ઘડનાર પણ પરમ પ્રસન્નતાથી રોટલા ઘડતાં હતાં. રોટલા ઘડતાં ઘડતાં એણે અવાજ દીધો :

'વિરમ! ભાઈ આવ્યો?'

'નથી આવ્યો મા! હવે આવવા જોવે!'

'અભ્યાગતોને આવવાનું ટાણું થયું?'

'અને એ અભ્યાગતો આવતાય દેખાય છે!'

'કેમ મોડું થયું હશે?'

ત્યાં કાવડના ઘૂઘરા ખખડ્યા અને થોડીવારમાં તો એ ઘૂઘરાના અવાજ સાથે આદમી આવી પહોંચ્યો. એટલે રસોડામાંથી માએ સાદ દીધો :

'બેટા મોરાર! આજ કેમ મોડું થયું?'

'આઘેરે ઝાડના છાંયે બે નધણિયાતી માતાજિયુ–ગવતરિયુ આડી પડી'તી. મેં કીધું સૂતી છે. થડમાં જઈને જોઉં તો બેય હાડપિંજરશી ગવતરિયુ, ડોળા ફાડી પડી હતી. લાગ્યુ કે, જાણે હમણાં મરી જાશે, પણ મને સમત સૂઝી ને ઢૂકડા ઘેરથી પાણી અને ફૂંડું લાવી પાણી પાયુ એટલે ઊભી થઈ ગઈ. આથી મને આવતાં આજે મોડું થયું.' મોરારે જવાબ દીધો.

'ઠીક, સારું કર્યું. મોડુંય લેખે છે. પણ હવે આ રોટલાના ગંજમાંથી બોખા દાંતવાળા મુંડિયાઓ સારુ રોટલા નોખા તારવી રાખ, બિચારા ભૂખ્યા થ્યા હશે તે હમણાં આવી પૂગશે!'

મોરાર કડણ અને પોચા રોટલા અલગ કરવા લાગ્યો. માએ કાવડમાંથી લોટ કાઢી લોટ ભેળો ઠાલવ્યો.

ત્યાં તો બહાર અભ્યાગતોનાં ઝુંડ ઊભરાયાં; એટલે મોરારસાહેબે સાદ દીધો :

'હરિહર!'

અભ્યાગતોએ પ્રત્યુત્તર વાળ્યો :

'હરિહર, બાપલા હરિહર, હાલો.' કહી એક પછી એક કાંટાની વાડના ઝાપામાંથી અંદર આવી નાના શા મકાન-

ની ઓસરીમાં સૌ બેસી ગયા. સૌને ઊના ઊના બાજરાના રોટલા અને દાળ પીરસવામાં આવી. માગીને આણેલી છાશ-માંથી છાશ પણ આપી. સાધુઓ પ્રેમથી જમ્યા–જમીને ઊઠ્યા. પાછળ વધેલાં વાસણોનો ગંજ કરી મા-દીકરો માંજવા બેસી ગયાં.

અને આ નિત્યનો ક્રમ ચાલુ જ રહ્યો.

એકવાર જામ રણમલ ખંભાળિયા આવ્યા. લોકમુખે આ સેવાયજ્ઞની વાત સાંભળી છૂપી માહિતી મેળવી. સેવા કરવાનો આટલો ઉગ્ર તલસાટ જોઈ જામ રણમલ આભા બની ગયા. તેઓ ગુરુની ખોજમાં હતા. તેમણે વિચાર્યું: 'આવો સંયમી, ચારિત્ર્યવાન તથા માનવબાળની સેવાને જીવનનો ઉચ્ચ આદર્શ માનનારો બીજો ગુરુ ક્યાં મળવાનો હતો?'

તેમણે મોરારસાહેબને જામનગરની રાજગાદીના ગુરુ-પદે સ્થાપ્યા.

મોરારસાહેબે જીવતાં સુધી રવિસાહેબની વાત માન્ય રાખી હતી કે, 'જગ્યા વધારવી નહિ, મકાનો બાંધવાં નહિ, સંગ્રહ કરવો નહિ, શેખી કરવી નહીં, અહંભાવને ઊગતાં જ ડાંભી દેવો.' આ બધાનું તેમણે જીવતાં સુધી પાલન કર્યું. જામનગર રાજ્યના ગુરુ થયા છતાં તેમણે મઢૂલીને તો જરાય વધારી કે વિકસાવી ન હતી: વિકસાવી હતી હૃદયની સેવા-વૃત્તિને.

સંવત ૧૯૦૭ના ચૈત્ર સુદ ૨ના દિવસે તેમણે સમાધિસ્થ થઈ પોતાના દેહનો ત્યાગ કર્યો.

સૌરાષ્ટ્રનું ખંભાળિયા આજેય મોરારસાહેબનું ખંભા-ળિયા કહેવાય છે. સેવાની ધૂપ–સુગંધ આજેય જાણે ત્યાં ફોરે છે.

# સત ગુણાતીતાનંદજી

'સાધુઓ! બીજાનું કલ્યાણ કરવું અને કલ્યાણ વાંછવું એ આપણો ધર્મ છે દુનિયામા આપણો કોઈ દુશ્મન નથી જીવમાત્ર પ્રત્યે આપણે સમભાવ રાખવો જોઈએ આ સેવાભાવનાની-ધર્મની વાત હુ નથી કરતો, પણ તુ પવિત્ર ભારત દેશના એ સંસ્કાર છે માટે હુ તમને આ નવી વાત કરુ છુ એમ નથી! આપણા પૂર્વજો આપણને એ કહી ગયા છે આજે સૌરાષ્ટ્રમા માનવજાત પૂબ દુઃખી છે, સાથો સાથ રાજકર્તા-જમીનદારો, દુર્વ્યસનમા રોના છે આ દુર્વ્યસનો માણસના આત્માને હણનારા અને જીવતા મૃત્યુ જેવા છે તેઓ દારૂ પીએ છે, માસ ખાય છે, પરસ્ત્રીગમન ના હેરુ છે, જુગાર રમે છે અને એ સિવાય બીજા તામસ પદાર્થોનુ નિત્ય સેવન કરે છે આથી તેઓની બુદ્ધિ બગડેલી હોય છે, કારણ કે એવા પદાર્થોના સેવનથી માણસમા હોય તે બુદ્ધિનોય નાશ થાય છે, અને એવા બુદ્ધિહીનો પોતાના તાબાની જાગીરમા વસતા માણસો પર જુલમ ગુજારે છે તે આપણે જોઈ શકીએ નહિ આપણો સૌથી પ્રથમ ધર્મ આવા લોકોને કુમાર્ગે જતા રોકી, પ્રજાને દુખમુક્ત કરવાનો છે, માટે તમે સૌરાષ્ટ્રના ગામડે ગામડે જાઓ! હુ પણ જઈશ ત્યા જઈ, દરેકને આ વાત હૃદયમા ઉતરાવજો, તેમના વ્યસનો નાબૂદ કરાવજો, તામસી પદાર્થો જેવા કે લસણ, ડુંગળી આદિ તજાવજો, આમ થવાથી તેમની બુદ્ધિ નિર્મળ બનશે, બુદ્ધિ નિર્મળ થશે તો તેઓ સન્માર્ગે જશે અને સન્માર્ગે જશે તો સૌરાષ્ટ્રની તેમની જાગીરની

ગરીબ પ્રજાને પીડશે નહિ. અત્યારે આ કામને આપણું ધર્મકાર્ય માનજો, અન્યના કલ્યાણકામ માટે પ્રવૃત્ત રહેવું એ સાધુઓનો ચિરંતન ધર્મ છે, આપણને એ શાસ્ત્રાજ્ઞા છે. સાધુઓ ! આ હું કાંઈ નવું કહેતો નથી, જે આપણા સાધુઓના ધર્મમાં છે તે જ કહું છું અને તેમ કરવા જતાં તમને કોઈ પીડે તો !

गालीदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः ।
क्षन्तव्यमेव सर्वेषां चिन्तनीयं हितं च तैः ॥

માટે તમે સૌ મારાં વાક્યોને હૃદયમાં કોતરી બુદ્ધના અને જૈનના સાધુઓ જીવમાત્રના કલ્યાણ માટે વિચરે છે તેમ તમે આ ભાંગી ગયેલા, કંગાલોથી–પીડિતોથી–શોષિતોથી દુર્બળોથી–ત્યજાયેલાઓથી ભરપૂર સૌરાષ્ટ્રના ગામડે ગામડે જાઓ ! તેમ કરવાથી અનંતના સ્વામીના આપણા પર આશીર્વાદ ઊતરશે. ભૂંડું કરનારનું પણ ભલું કરવાની ભાવના હૃદયમાં સંઘરજો. એ ભાવનાને વશ વર્તનાર જ સાધુ કહેવાય છે.'.

સૌરાષ્ટ્રને જ પોતાનું ક્રિયાક્ષેત્ર માની ત્યાંની પ્રજાના કલ્યાણ માટે એવાં ક્ષેત્ર બતાવનાર શ્રી સહજાનંદ સ્વામી પોતાના સાધુઓને ઉપરોક્ત બોધ આપે છે; કારણ કે તે વખતના અભાગી સૌરાષ્ટ્રની દશા તેમને કોરી ખાતી હતી.

સ્વામીજીની આજ્ઞા માથે ચડાવી તેમના મુખ્ય શિષ્યો માંહેના ગુણાતીતાનંદ સ્વામી તથા કૃપાનંદ સ્વામી સાધુઓ-ની મંડળી સાથે સૌરાષ્ટ્રના ગામડે ગામડે ફરી લોકોને ખાસ કરી કાઠી, ગરાસિયા અને બીજા જમીનદારોને તેઓ સ્વામીજીના આદેશ અનુસાર વ્યસનો છોડાવવા, વ્યસનોનાં

માઠાં પરિણામો સમજાવીને તે દૂર કરવા માટે તેમને પાસે બેસાડી સ્વામીજીના ઉપદેશના સૂત્રો સમજાવવા લાગ્યા. સૌરાષ્ટ્રનું ગામડે ગામડું જાગ્રત થઈ ગયું, ગામડે ગામડાના બેઠાખાઉ અને વ્યસની, દારૂડિયા, અફીણી તથા ન ખાવાનું ખાનારાઓ આ સહજાનંદસ્વામીના અનુયાયીઓ સમક્ષ વ્યસનો તજવાની પ્રતિજ્ઞાઓ લે છે, વ્રત લે છે. તે પંથના સાધુઓને જોતાં વ્યસનીઓ સામે ચાલી વ્યસન મૂકવાના એકરાર કરે છે. ખૂની, ચોર, ડાકુ અને બહારવટિયા પણ આ સાધુઓના સેવાપરાયણ સૂત્રો સામે મસ્તક ઝુકાવે છે, સૌરાષ્ટ્ર ઉપર જાણે અમીધારા વરસવા માંડી છે.

આમ ગુણાતીતાનંદ સ્વામીની મંડળી ફરતી ફરતી સૌરાષ્ટ્રના ગોહિલવાડ પંથકના કુંડલા પરગણાના જૂના સાવર ગામે આવી. ચોમાસાનો સમય હતો, તેઓ સીમમાં ચાલ્યા આવતા હતા ત્યાં જૂના સાવરના મીઠા સાકરિયા નામના ખેડૂતે આ વહ્યા આવતા સાધુઓને જોઈ તેમને પોતાને ઘેર પધારવા વિનંતી કરી. સાધુઓએ પણ આ વિનંતી માન્ય રાખી. સાધુઓને તો રાજાનો મહેલ કે ગરીબની ઝૂંપડી બેઉ સરખું જ હતું. તેઓ મીઠા સાથે ગામમાં આવ્યા. મીઠાને ઘેર ઉતારો કર્યો અને પોતાના નિયમ પ્રમાણે તેઓ પોતાના હાથે રસોઈ બનાવવા લાગ્યા.

ધર્મમાં ચિત્તવાળા ગામના બીજા લોકો પણ ત્યાં આવ્યા. જૂના સાવરનો ગામધણી કાઠી ગરાસિયો ઉગો ખુમાણ, રાતદિવસ, દારૂ, માંસ અને વ્યભિચારમાં ગળાડૂબ રહેતો. એનાથી જૂના સાવર અને આજુબાજુના ગામના લોકો ત્રાસ પોકારી ગયેલા. ઉગાને ખબર મળ્યા કે, ગામમાં ઓલ્યા

સ્વામીનારાયણના સાધુ આવ્યા છે. હવે તેઓ નક્કી બધાયને દારૂ, માંસ છોડાવવાની લપ કરશે અને મારું ગામ બગાડશે!

આમ તો કોઈ બહાના વગર સાધુઓને કશું કરી શકાય તેમ ન હતું, પણ કાંઈક બહાનું ખોળતો, હાથમાં લાકડીતલવાર લઈ જ્યાં સાધુઓ ઊતર્યા હતા તે મીઠાને ઘેર જઈ તેણે ત્રાડ દીધી:

'મીઠો ક્યાં મરી ગયો?'

'આ રહ્યો બાપુ!' ધ્રૂજતા મીઠે આવી જવાબ દીધો.

'તું હવે જૂના સાવરનો ગામધણી થઈ ગયો, ખરું ને?'

'હોય કાંઈ બાપુ! ગામધણી તો આપ જ!'

'તો તો પછી મને પૂછે નહિ?'

'શું બાપુ?'

'આ સાધુડાને ગામમાં લાવી ઘરમાં ઘાલ્યા તે મારી રજા લીધી હતી?'

'મને એમ કે મે'માન-બેમાન આવવાના હોય તો રજા લેવાય, પણ આ પૂજવા જોગ સાધુ આવ્યા છે એટલે સાધુની રજા ન હોય, આમ માની ન લીધી.'

'એટલે સાધુને લાવીને તારે ગામ બગાડવું છે, એમ ને?'

'સાધુ તો સુધારે કે બગાડે, બાપુ?'

'હવે ડાઈલીનો થા મા! હું બધુંય જાણું છું. તારે દારૂ છોડાવવો છે અને દારૂના પીઠાંની મારી આવક ઓછી કરાવવી છે, પણ દારૂ તો અમે ગામધણી પીવાના તે પીવાના! ક્યાં કોઈના બાપનો પીંયે છીંએ!'

'ધણી છો!'

'અને ઈ બાવા ગ્યા ક્યાં?'

'રસોઈ કરે છે, બાપુ!'

'એને બાર કાઢ, બાર કાઢ, નીકર વાંસો ફાડી નાખીશ, એનો અને તારો બેયનો!'

'બાપુ, એવું બોલ્યેય પાપ થાય! સાધુને મરાય!'

'હવે શિખામણ દેવાવાળો મોટો નીકળ્યો છે.' કહી રાક્ષસ ઉગા ખુમાણે મીઠાના માથામાં એક જોરદાર થપાટ મારી. મીઠો બારણામાં પડી ગયો, એટલે ઉગો મીઠાના ઘરમાં આવ્યો અને રસોઈ કરતા ગુણાતીતાનંદ સ્વામી અને બીજા સાધુઓ પાસે જઈ તેઓને હાથમાંની લાકડીથી મારવા માંડ્યો. તૈયાર થતી રસોઈ આમતેમ ફેંકી દઈ ધૂળ ભેળી કરી દીધી.

સાધુઓને માર પડતો જોઈ ગુણાતીતાનંદસ્વામીએ સાધુઓને ઘરમાંથી બહાર નીકળી જવા આદેશ આપ્યો.

માર અને ગાળો ખાતા સાધુઓ મીઠાના ઘર બહાર નીકળ્યા. રસ્તામાં પણ ઉગો છેટેથી પથરા ફેંકતો જતો હતો તથા બીભત્સ ગાળો દેતો હતો. હિમાલય જેવી અડગ શાંતિ રાખી સાધુઓ ચાલ્યા આવતા હતા. ગુણાતીતાનંદ-સ્વામીએ માર ખાતા સાધુઓને સહજાનંદસ્વામીએ કહેલો શ્લોક કહ્યો:

गालीदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः।
क्षन्तव्यमेव सर्वेषां चिन्तनीयं हितं च तैः॥

આમ માર અને ગાળો ખાતા ગુણાતીતાનંદસ્વામી સાધુઓ સાથે ગામ બહાર આવ્યા. અને ઉગો ખુમાણ ત્યાંથી પાછો વળી ગયો.

ગામ બહાર કેરડાના ઝુંડ નીચે સાધુઓએ આશ્રય

લીધો. કેરડા પર છાંયો કરવા ભગવું વસ્ત્ર નાખ્યું અને તેની છાયામાં ઘવાયેલા સાધુઓને બેસાડ્યા. ત્યાં મીઠો સાકરિયો અને ગામના બીજા ચારપાંચ આદમીઓ આવ્યા અને ગુણાતીતાનંદસ્વામીને કહેવા લાગ્યા :

'પ્રભુ ! આપ અહીંયાં બેઠા છો, એ જાણ થતાં એ દૈત્ય હમણાં પાછો આવશે.'

'અમારાથી એમ જવાય નહિ.'

'પણ આપને પડતો માર અમારાથી જોઈ શકાશે નહિ.'

'ગમે એટલો માર પડે તોપણ અમારાથી અમારો નિયમ મુકાશે નહિ !'

'એવો તો કયો નિયમ છે સ્વામીજી કે આટલો માર, ગાળો, અપમાન ખાવા છતાં મુકાતો નથી ?'

'એ નિયમ છે, જેણે અમારા પ્રત્યે આવું વર્તન રાખ્યું તેના હિતનું ચિંતવન કરવાનો !'

'આ શું કહો છો ?'

'સાચું કહું છું ભાઈઓ ! અમારો સાધુઓનો તો એ પરમ ધર્મ છે. તો તો પછી અમે સાધુ શા માટે થયા ? જો ક્રોધ અને દ્વેષ અમારામાંય હોય તો અમને સાધુ કહી શકાય જ નહિ. અમારે તો તેનું હિત શાથી થાય તે વિચારવું છે. સાધુઓનો ચિરંતન ધર્મ તો મારનારનુંય ભલું વાંછવાનો !'

'સ્વામીજી ! તે આવા સાધુઓને સતાવવાનાં પાપ કરે છે એથી તે વાંઝિયો છે. તેને ત્યાં કાંઈ સંતાન નથી !'

'સાચી વાત કહો છો ?'

'હા સાચી વાત છે !'

'ત્યારે સાધુઓ! આપણને એ મારનારા તથા તિરસ્કારનારા ઉગા ખુમાણને ત્યાં પુત્રજન્મ થાય એ માટે સૌ ભગવાનના નામની પાંચ પાંચ માળા કરો!'

ગુણાતીતાનંદ સ્વામીની આજ્ઞા થતાં જ સાધુઓ ઉગા ખુમાણને ત્યાં પુત્રજન્મ થાય તે સારુ માળા કરવા બેસી ગયા. સાથે ગુણાતીતાનંદ સ્વામી પણ બેસી ગયા.

## [ ૨ ]

સહજાનંદસ્વામી હર્ષગદ્‌ગદ બની ગયા છે. તેઓ સાધુઓ પાસેથી જૂના સાવરનો પ્રસંગ સાંભળે છે. ગુણાતીતાનંદજી પણ બેઠા છે.

'સાધુઓ!' સહજાનંદ સ્વામી પૂછે છે, 'માર પડતી વખતે તમને જરા પણ રોષ ન થયો? જરા પણ ગ્લાનિ ન થઈ?'

'ના પ્રભુ! અમને એમ શાથી થાય? કારણ કે ગુણાતીતાનંદજી સ્વયં ઉગા ખુમાણનો માર આડા પડી પોતાના શરીર પર ઝીલતા હતા. અમને આઘા ખસેડતા હતા અને કેરડાના છાયામાં સૌ પ્રથમ અમને બેસાડ્યા હતા. પોતે તો બહાર પથ્થર ઉપર બેઠા હતા.'

'વાહ! સાચા સાધુ–સંત જે કહો તે આનું નામ! હવે હું ચોક્કસ માનું છું કે ઉગા ખુમાણની બુદ્ધિમાં પલટો આવશે, પરમ પિતા પરમેશ્વર ઉગાનું વાંઝિયાપણું પણ ટાળશે.'

અને દિશાઓ જાણે આ મંગલ બોલનો પડઘો પાડતી હતી.

## સંત મીઠા મા'રાજ

સૂરજદેવ આભમાં ઊગીને સરખા થયા ન થયા ત્યાં તો મીઠાના ઘર પાસે ક્ષુધાર્તોની ભીડ જામી હતી. કેવળ હાડચામવાળા, વસ્ત્રવિહીન પુરુષો, લબડતાં લૂગડાં સંકોરી, કાખમાં ભૂખથી ચીસો નાખતાં બાળકને તેડી ઊભેલ સ્ત્રી–સમુદાય, ખડકીની સામે મીઠાના બહાર નીકળવાની વાટ જોતો હતો. થોડો સમય થયો અને કમાડ ખૂલ્યાં. વસ્ત્રમાં માત્ર એક પોતડી પહેરેલ મીઠો, બે હાથ જોડી બહાર આવ્યો. તેને જોતાં જ ક્ષુધાર્તો ચીસો નાખવા માંડ્યાં:

'એ મીઠાભા! એક પવાલું દાણા ઘો, મારી ઘરવાળી મરવા સૂતી છે.' ત્યાં વળી બીજી ચીસ આવી:

'એય દયાળુ! આ મારો છોકરો બે દિવસ થયાં બટકું રોટલા માટે માથાં પછાડે છે બાપ! બટકું રોટલો દે!'

એક મા કાખમાં ચીસો નાખતા છોકરાને બતાવી કહેતી હતી:

'એ કિરપાળુ! મારા બે દીકરા મરી ગયા: કાલ્ય ગામવાળા ઢસરડીને ગામ બહાર નાખી આવ્યા: હુંય આજ છ દિ' થ્યાં ભૂખ્યો છું. માંડ માંડ ટેકણ લઈ ચાલીને આટલે આવી પહોંચ્યો છું. થોડોક લોટ દેશો તો બચી જઈશ, નહીંતર આજ સાંજે મરી જઈશ.'

'એ મીઠાબાપુ! મારો ઘરવાળો, ગામના પાદરે અંત-કાળે છે, રોટલો રોટલો ઝંખે છે, તમારી પાસે મને રોટલો લેવા મોકલી છે. જો બટકું રોટલો દેશો તો તે જીવી જાશે, નહીંતર હમણાં મરી જાશે. હું વિધવા થઈશ, ઓ ભગ-

વાન...' કહી બાઈએ રુદન કરવા માંડયું.

ચાર સાંતીની બહોળી જમીન ધરાવતા મીકાના ઘરમાં અનાજનો કાંઈક સંઘરો હતો, તે તેણે સંઘરી નહીં રાખતાં સંવત ૧૮૬૯ના કારમા દુષ્કાળમાં સપડાએલાંને થોડું થોડું વહેંચતો હતો. માણસ માણસને ખાઈ જાય તેવા ભયાનક દુષ્કાળમાં આ માનવી પોતાના ઉદરને ભૂખ્યું રાખી દુકાળિયાંઓની ચીસો શમાવતો હતો.

એના ઘર સામે આમ દરરોજ શોષિતોની લંગાર જામતી અને દરરોજ મીકો પોતાના હાથે કોઈને અનાજ, તો કોઈને લોટ તો કોઈને આખો કે અડધો રોટલો આપતો. આજ તો આપી આપીને ઘરમાંનું અનાજ થઈ રહેવા આવ્યું છે; એટલે પરમાત્માની પૂજા કરી આ બહાર ઊભેલાંઓને શું આપીશ એ ચિંતા–ભારની પ્રભુ પાસે પ્રેરણા માગી બહાર આવ્યો હતો.

'મારા વા'લાઓ ! આજ તો મારી પાસે થોડું અનાજ છે. રોજ વહેંચી વહેંચી હવે થઈ રહેવા આવ્યું છે. જરા સબૂરી રાખજો. સૌને થોડામાંથી થોડું પણ આપીશ.'

'ત્યાં સામે ઊભેલાંઓની ચીસો છૂટી :

'એ મને, મીકાભા !'

'મારો છોકરો મરવા પડ્યો છે, એકનો એક.'

'આ છોકરો, તારે પગે મેલ્યો, મીકાભગત ! મારવો હોય તો માર અને જિવાડવો હોય તો જિવાડ,' કહી એક બાઈ છોકરાને પગ પાસે મૂકી ભાગવા માંડી. મીકાએ રોતા છોકરાને તેડી પેલી બાઈને સાદ દીધા.

'એ મા! ભાગી જા મા, ઊભી રે, ઊભી રે, રોટલો લેતી જા.'

અને બાઈને પાછી વાળી, રોતા છોકરાને બચી ભરી તેની માને પાછો આપ્યો.

પછી મીઠો ઘરમાં ગયો. ઘરમાં પત્ની વેજુબાઈએ સૂંડલામાં રોટલાનાં બટકાં, લોટ તથા દાણા ગોઠવીને મૂક્યા હતા. તેના પર વસ્ત્ર ઢાંકી મીઠો બહાર આવ્યો. બહાર આવતાં જ ક્ષુધાર્તો, 'મને, મને, મને'ની ત્રિભુવનને ડોલાવે તેવી કરુણતાભરી ચીસો નાખતાં સૂંડલાં ફરતાં વીંટળાઈ વળ્યાં. તેને બે હાથ જોડી પગે લાગતો મીઠો બોલ્યો:

'એ પ્રભુસ્વરૂપો! આપ સૌ જરા સરખાં બેસો. એક પછી એક, માણસને જોઈ હું હમણાં થોડું થોડું વહેંચી આપું!'

જગતમાં ક્યાંય ક્ષુધાર્તો માન્યાં છે કે મીઠાનું માને? કોઈએ આ વિનંતી સાંભળી નહીં. સૌ સૂંડલા ઉપર તૂટી પડ્યા, જેને જેમ હાથમાં આવ્યું તે લઈ હાડપિંજરો નાસવા માંડ્યાં, અને સૌના ગયા પછી, તૂટેલ સૂંડલાને જોતો મીઠો રોવા માંડ્યો. તેને રોતો જોઈ, ઘરમાંથી સહધર્મિણી વેજુબાઈ આવ્યાં અને બોલ્યાં:

'આમ રોશો તો શું વળશે? આવા દુકાળમાં આટલા મૂઠી અનાજની વહેંચણીમાં તમે શે' પહોંચી શકશો?'

'મૂઠી તો મૂઠી, પટલાણી! જે બને તે આપવાનો આપણો ધર્મ છે. ભગવાનની નજરમાં તો ગરીબનું મૂઠીનું દાન અને લખપતિનું મણનું દાન બેય સરખાં જ છે, પણ હવે તો આ હરિનાં બાળનું દુઃખ જોયું જાતું નથી!'

'શું કરશું? ખાણુમાં દાણા હતા, એય બધા કાઢી, દળી દળી, માણસોને આપ્યા, હવે તો મણ બે મણ જાર રહી છે.'

'પછી શું કરશું? ભૂખ્યાંદુઃખ્યાં તો રોજના નિયમ પ્રમાણે ઉંબરે આવશે!'

'બીજું શું થાય! હવે તો ઘરમાં નાણુંય નથી, ઘરેણું હતું, તેય વેચી વેચી ભૂખ્યાના મોંમાં રોટલો પહોંચાડ્યો!'

'મને એક વાત સૂઝે છે!'

'શી?'

'આપણી ચાર સાંતીની જમીન વેચી નાખીએ!'

'જમીનના પણ આ સમયમાં કેટલાક પૈસા આવશે?'

'જેટલા આવે તેટલા! મારે બારણેથી ભૂખ્યાં રોટલા વગર પાછાં જાય તે કરતાં જમીન વેચી નાખવી એ હું ઉત્તમ સમજું છું!'

'તમારી મરજી.'

થોડા દિવસ પછી મીઠાએ વનાળિયાની સીમની ચાર સાંતીની જમીન પાણીના મૂલે વેચી. અને તેનું મોંઘાભાવનું અનાજ લાવી લાવી ક્ષુધાર્તોને આપવા માંડ્યું. અન્ન–દાનનો દેવોને ય ઈર્ષા આવે તેવો જાણે યજ્ઞ મંડાયો હતો. ગીતાકાર ઉપરથી જાણે આશીર્વાદ વરસાવતા હતા.

સૌરાષ્ટ્રના આજના મોરબી પાસેના વનાળિયા નામના ગામમાં જનસેવામાં પ્રભુસેવા માનનાર પરભવના સંસ્કારવાળા આ મીઠા મહારાજનો કડવા કણબીને ત્યાં ઈ. સ. ૧૮૪૮માં જન્મ થયો હતો.

સૌરાષ્ટ્ર ઉપર સંવત ૧૮૬૯ના ભીષણ દુકાળના

ઓળા પથરાયા હતા. સામંતશાહીની નાગચૂડમાં ભીંસાયેલો સૌરાષ્ટ્ર આમેય કપરી દશા તો અનુભવતો જ હતો, ત્યાં મેઘરાજા રિસાયા.

સૌરાષ્ટ્રના દેશભક્તો, અમરજી દીવાન તથા મેરુ ખવાસનો યુગ આથમી ગયો હતો. 'આ મારા દેશવાસીઓ છે' એવી પુણ્યભાવનાથી આ દુકાળમાં જનતાની વાર કરે તેવું કોઈ નહોતું. નાનાંમોટાં આપખુદ રજવાડાંને પ્રજાની આ આપદાની જરાય પરવા ન હતી, તેની આપખુદીને કંપની સરકારનો ટેકો સાંપડી ગયો હતો; એટલે પ્રજાની સંભાળ રાખે કે ન રાખે તોય કોઈ તેને પૂછનારું ન હતું. રાહતનાં કોઈ કામો ખોલાતાં ન હતાં, માણસો ભૂખથી પીડાઈને ટપોટપ મરતાં હતાં. ઝાડનાં પાન કે ઘાસપાલો ખાતાં હતાં તેય ખૂટ્યાં એટલે માણસો ઘરબાર તજી સુકાળવાળા ભારતના બીજા ભાગોમાં હિજરત કરવા માંડ્યાં.

કંપની સરકાર અને સ્વામીનારાયણ સંપ્રદાય, એ બેઉ ત્યારે સૌરાષ્ટ્રમાં સાથે પ્રવેશતા હતા. જનસેવા એ પ્રભુસેવા છે. આ આદર્શ પ્રસરાવનાર સ્વામીનારાયણ સંપ્રદાયની માનવ-સેવાની પુલકિત અસર સૌરાષ્ટ્રના ગામેગામ વધુઓછી ફરી વળી હતી.

સૌરાષ્ટ્રના આવા સંક્રાંતિકાળમાં 'ઓગણોતેરા' દુષ્કાળમાં મીઠાએ ભૂખ્યાંઓ સારુ આ રીતે ચાર સાંતીની જમીન વેચીને પણ તેઓના મોંમાં રોટલાનું બટકું પૂર્યું, આપખુદ સામંતશાહી અને અંધાધૂંધીના એ કાળમાં, બિલકુલ અભણ, અજ્ઞાન અને શાસ્ત્રપુરાણના જ્ઞાનથી વંચિત એક ગામડાના માનવીએ હદ વાળી દીધી.

કુદરત પણ જાણે કુશળ કિમિયાગર હોય તેમ દુષ્કાળના બિહામણા અંધકાર પછી તુરત વરસાદનો નયનરમ્ય કાળ લાવી પૃથ્વીના પગથારે ખડો કરી દીધો. મોરલાઓ ગહેકવા માંડ્યા. આભમાં ઘટાટોપ વાદળાંઓના થર જામવા લાગ્યા. વનરાઈ વિહીન બિહામણી લાગતી, તૃષાતુર ધરણી પર મેઘરાજા ગાંડો બની ત્રાટકવા માંડ્યો. નદી, નાળાં, તળાવ, વહેળા, છલકાવી દીધાં, સુકાઈ ગયેલ ઝાડવાંઓને લીલી-લીલી કૂંપળો ફૂટવા લાગી. વસુંધરા નીલવર્ણી બની ગઈ. આભ અને ધરતી ઉપર જાણે અખૂટ સૌંદર્ય ઉભરાવા માંડ્યું. બબ્બે વરસથી સ્વામીથી વિખૂટી પડી ગયેલ સરિતાઓ બેય કાંઠે છલકાતી સાગરરાજને મળવા વેગથી દોડી ગઈ. ફાટફાટ થતા હૈયે ખેડૂતો ખેતરો પર વાવવા જવા ઊપડ્યા. થોડા સમયમાં તો સૌરાષ્ટ્રની ધરતી પર ચારે બાજુનાં ખેતરોમાં જાર, બાજરો, કપાસ, તલ, મઠ, મગ, અડદ વગેરેએ ડોકાં કાઢવા માંડ્યાં.

થોડો વધુ સમય ગયો અને ખેતરોમાં જાર-બાજરાનાં કણુસલાં દાણાથી ભરાવા માડ્યાં. સૌરાષ્ટ્રની ધરતીની મીઠપ ઊતરી ઊતરી દાણામાં પુરાવા માંડી. જામનગરની ખાડીમાં પાકતાં, સાચાં મોતી કરતાંય સીમનાં ડૂંડાં વધુ સોહામણાં લાગવા માંડ્યાં.

મીકાએ પોતાની ચાર સાંતીની જમીન તો ક્ષુધાર્તો માટે વેચી નાખી હતી એટલે તે માભોમ વનાળિયાને છોડી બાજુના ફગસિયા ગામે એક કણબીને ત્યાં સાથિયું કરવા રહી ગયો. આમાં પણ તેને જરાય રંજ ન હતો. ચાર સાંતીનો ખેડૂત મટી બાર મહિનાના અમુક દાણા સાટે

કોકને ત્યાં મજૂરી કરવામાં મીઠાને નાનપ ન લાગી, એમાં એણે ભગવાનની આજ્ઞા ભાળી. મોટા સ્થિતપ્રજ્ઞો પણ વિચલિત થઈ જાય, તેવી અવસ્થામાં મીઠાને જરાય રંજ નથી, આ તે શું સૌરાષ્ટ્રની ધરતીનો તળપદો સંસ્કાર હશે કે પરભવના પુણ્યબળથી ઉદિત થયેલ ભાવના હશે?

કુદરત માણસને સુખ અને દુઃખના આંચકા મારીને જાણે કસોટી કરવા માગતી હોય તેમ આ વસુંધરાને ખોળે અનાજ અને ઘાસચારાથી ઊભરાતાં ખેતરો પર તીડનું આક્રમણ આવ્યું. ગઈ સાલના દુકાળથી ભયગ્રસ્ત લોકોએ તીડનું આગમ પણ બીજા દુકાળની એંધાણીરૂપ જોયું. એટલે સૌ બનતા પ્રયત્નો વડે તેને નસાડવા માટેની જહેમત લેવા લાગ્યા.

આ તીડ ઊડતાં ઊડતાં ફગસિયાની સીમમાં આવ્યાં અને સાંજના સમયે આવેલ હોવાથી, તેઓ જ્યાંના ત્યાં બેસી ગયાં. પણ સવાર થશે ત્યારે ખેતરમાં બેસી ખાવા લાગશે એ બીકે સૌ ફગસિયાવાસીઓ તીડને ઉડાડી મૂકવા માટેના અથવા તેનો નાશ કરવા માટેના પ્રયત્ન કરવા માંડ્યા.

મીઠો જે ખેતરમાં કામ કરતો હતો તે ખેતરને શેઢે એક મોટો વડ હતો. તીડ બધાં રાતને લીધે ખેતરમાં નહી બેસતાં વડ ઉપર બેસી ગયાં. ખેતર બચી ગયું. પણ સવારે પાછાં ખેતરમાં પેસે તો તમામ પાક ખાઈ જાય, પાંદડું* રહેવા ન દે.

વાત વિચારવા જેવી હતી. માલિકની આજ્ઞા નોકર તરીકે ખેતરની મોલાતની રક્ષણ કરવાની હતી. એટલે મીઠાએ વડ નીચે કાંટા, ઝાડનાં ડાંખળાં આદિ કૂટો ભેળો

કરી ચકમકથી દેવતા પાડી તેને સળગાવી ઘેર આવતો રહ્યો. અને માલિકને આની જાણ કરી. માલિક ખુશી થયો કે ઠીક થયું, હવે એકેય તીડ જીવતું નહીં રહે અને ખેતરની મોલાત બચી જશે.

બીજે દિવસે નિયમ પ્રમાણે નાહી ધોઈ ભગવાનની સેવા કરી મીઠો ખેતરે ગયો. તો વડની છાંયામાં ચોમેર ગોઠણ સુધીના મરી ગયેલાં તીડના થરના થર જામ્યા હતા. આ જોઈ મીઠાની આંખે અંધારાં આવ્યાં. શરીર સ્થિર ઊભું રહી શક્યું નહીં; આટલો બધો જીવસંહાર થશે તેનો મીઠાને ખ્યાલ નહિ. પોતાના હાથથી, પ્રભુસર્જ્યા આટલા બધા જીવોનો વિનાશ જોઈ મીઠાથી પોક મૂકી રડી પડાયું. તેને થયું 'મારા આટલા બધા પાપની ભગવાન કોઈ દી ક્ષમા નહીં આપે.' મીઠાએ તે જ ક્ષણે ફગસિયું છોડયું અને કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરવા નીકળી પડ્યા.

મીઠાના કાને, તે વખતના, વાંકાનેર પાસેના કેરાળા-ના વીરો ભગત તથા તેના સ્થાનકની વાત આવેલી. કેરાળામાં વીરો ભગત તમામ ભૂખ્યાં, દુખિયાંને–સાધુસંતો-અભ્યાગતોને સુખડી–ગાંઠિયાનું સદાવ્રત આપતા, અન્નદાન કરતાં સ્થાનકો, બીજાં કોઈ પણ સ્થાનકો કરતાં, મીઠાને વધુ ગમતાં, એટલે તે પાપના નિવારણ અર્થે, ત્યાં કાંઈક માર્ગ સૂઝશે આમ માની કેરાળા આવ્યો.

જગ્યામાં આવતાંવેંત, તેણે તો મૂંગા મૂંગા, આખો દિવસ જગ્યામાં કામ કરવામાં ગાળ્યો. ગાયોનાં વાસીદાં વાળ્યાં, માથે છાણના સૂંડલા ઉપાડી બહાર નાખ્યા. ગાયો માટે સાંજના ખાણના કપાસિયા આપ્યાં સાધુઓને

તેમના આસન પર કમંડળ ભરી આપ્યાં.

વીરો ભગત તો આશ્ચર્યચકિત થઈ જોયા જ કરે છે, કે આમ કશીયે સલાહ કે સૂચના યા માર્ગદર્શન વગર કેવળ આપ-ઊકલતે, આ જગ્યાની ટેલ કરનારો આ કોઈ સામાન્ય માણસ ન હોય.

મધ્યાહ્‌ન થયા. સાધુસંતોને જમાડવાનો સમય થયો એટલે મીઠાએ પોતાને માટે સુખડી-ગાંઠિયાનો સૂંડલો ઉપાડી લઈને સૌને પીરસ્યું.

વીરા ભગતે એને કોઈ કામ કરતાં વાર્યો નહિ. તે સમજી ગયા હતા કે, 'આ પંથે વળેલો જીવ સામાન્ય નથી, પુણ્યાત્મા છે. તે સિવાય તેને આવો સેવાનો માર્ગ સૂઝે જ નહિ.'

મધ્યાહ્‌ને સૌ જમવા બેઠા, તોય મીઠો બપોરા કરવા આવ્યો નથી. એટલે વીરા ભગત જાતે એને બોલાવવા ગયા.

'હાલ્ય ભા! ખાવું નથી?'

'નથી ખાવું.'

'ખાવું પડે, ખાવું પડે બાપ! ભૂખ્યાં-દુખ્યાંની સેવા માટે ખાવું પડે. દેહ તો ઠાકરનું દેવળ છે. તેને ભૂખ્યું નો રાખીએ.'

'અન્નદેવતા પધરાવાય તેવો આ દેહ પવિત્ર રહ્યો નથી.'

'ઠાકર પાપીનેય પાવન કરવાવાળો બેઠો છે!'

'આ પાપ એવું છે કે, ઠાકર માફ નહિ કરે!'

'તમારા દિલમાં જે વેદના સળગતી દેખાય છે, તે

જોતાં ઠાકર માફ કરશેજ: મને વાત કરો!'

'ભગત! વડ માથે બેઠેલ, લાખું તીડને દેવતામાં સળગાવી દીધાં છે. બિચારાં તડફડતાં દેવતામાં શેકાયાં હશે. આ પાપનો ભાર મારી કાંધ પર ચડી બેઠો છે. જાણે આખું બ્રહ્માંડ મારા પર સવાર થઈ ગયુ છે.'

'હોય ભા! અજાણતાં થયેલ પાપની ઠાકર માફી આપશે જ. આમ મારો હુદો સાક્ષી પૂરે છે.'

'ઠાકર! ઠાકર!!'

'હાલો બાપ! અન્નદેવતાને તજાય નહિ. પરભુ દુભાય!'

વીરો ભગત પરાણે હાથ પકડી મીઠાને 'પ્રસાદ' લેવા લઈ ગયા. બધાયની સાથે એક પંગતમાં બેસાડ્યા. વીરો ભગત ભરવાડ હતા અને મીઠો મા'રાજ કણબી હતા, પણ પ્રભુના આ પયંગબરોના મનમાં, જાતિ કે ઊંચ–નીચનો ભેદ ન હતો.

મીઠાની પાસે થાળી ભરી સુખડી અને બીજી થાળી ભરી ગાંઠિયા મૂક્યા. તેને બે હાથ જોડી મીઠો બોલ્યો:

'વીરા ભગત! આ 'મીઠો પરસાદ' મારાથી નહિ ખવાય!'

'અહીં તો સૌ ઈજ ખાય છે!'

'સૌ ખાવા જોગ હશે, હું તો પાપી છું, મને તો જારનો રોટલો અને છાશ દ્યો!'

'એમ થાય નહિ! અમે સૌ સુખડી–ગાંઠિયા ખાઈએ અને તમે રાબ–રોટલો ખાવ એ નહિ બને!'

'હું કરોડ ઉપાયે સુખડી–ગાંઠિયા નહિ ખાઉં ! વીરા ભગત ! દેહ આટલો ચાગલો થશે તો સંત–અભ્યાગતો–દુખિયાંઓની સેવા નહિ કરી શકે !'

"આ જ તો ખાઓ ! ઠાકરના દ્વારે આજ પ્રથમ ટંકે ના નો પડાય !'

'મારા ઠાકરની રાબરોટલો ખાવાની હું આજ્ઞા ભાળું છું ! મને રોટલો ને છાશ દો !'

કેવો મહાન આત્મા ! દેહદમનની કેટલી ઉત્કટ ભાવના !

કોઈ ઉપાયે મીઠે સુખડી–ગાંઠિયા ન લીધા, રોટલો ને છાશ ખાધાં. પછી કોઈ પણ વખત વીરાભગતે 'મીઠો પ્રસાદ' લેવાની ખેંચ જ ન કરી; કારણ કે તેઓ આ અભણ–માનવીના ખોળિયામાં રહેલા ઉચ્ચ આત્માને ઓળખી ગયા હતા.

મીઠાએ પછી જગ્યાનું–ગવતરીની સેવાનું કામ સંભાળી લીધું. કેરાળાની સીમમાં મચ્છુના મનોહર તટની લીલવણીમાં એ ગાયોને ચારવા લઈ જાય છે, પ્રભાતે વાસીદાં પણ એ જ વાળી નાખે છે.

આમ ને આમ ઘણા દિવસ વીતી ગયા. વીરા-ભગતને થયું, 'માનવસેવા કાજે આવેલા આ પુણ્યાત્માને પાછા માનવસેવાને કાજે તેનાં 'પાપ'ની સ્મૃતિ ભુલાવી નાખવા માટે કોક મહાજ્ઞાની પાસે ઊભા રાખવા પડશે.'

અને એક દિવસ, વીરાભગતે મીઠાને બોલાવી કહ્યું:

'મીઠા ! બાપ ! હાલ્ય ! તીરથે જાવું છે !'

'કયા તીરથે !'

'સંતના દરશનનાં તીરથે !'

'આ કામ ટાણે.! અભ્યાગતનાં ટોળાં આવે છે તે ટાણે !'

'હા. આ ટાણે જ જવાની ઉતાવળ છે !'

'શીદ !'

'મારે તમને અહીં બાંધી નથી રાખવા ! તમારે માટે આ સેવાની ઝૂંપડી નાની કહેવાય !'

'તમારા કહેવાનો મર્મ હું સમજ્યો નહિ !'

'બાપ ! તું માનવજાતની સેવા કરવા આ ધરતી પર આવ્યો છે. અહીં એકના એક ઠેકાણે બંધાઈ રહીશ તો પૃથ્વીના બીજે ખૂણે બેઠેલાં, માનવબાળનાં આંસુડાં કોણ લુછશે ? પણ તારા અંતર પર તીડનો સંહાર કર્યાની શિલા ચડી બેઠી છે, તને કાંઈ સૂઝતું નથી. એનો માર્ગ ખોળવા આપણે એક જ્ઞાની પુરુષ પાસે જવું છે !'

'ક્યારે ?'

'અબ ઘડી જ !'

'ઠીક, હાલો !' કહી મીઠો તૈયાર થયો. વીરાભગતે જગ્યાની થોડી ભલામણ કરી અને બેય પાંચાળના જૂના સૂરજ-દેવળ નજીક કળાતા ગેબીનાથના ભોંયરે આવ્યા. ભોંયરા પાસે આવતાં મીઠો બોલ્યો :

'ભગત ! અહીં કોણ છે ?'

'નાથ સંપ્રદાયના ગેબીનાથજી નામે એક જ્ઞાની મહાપુરુષ અહીં રહે છે. સૌરાષ્ટ્રના-પરાયા કાજે સેવાવ્રત લેનારાઓ પ્રથમ અહીં તેમની પાસે માર્ગ મેળવવા આવે છે. આપણે પણ તારા પાપના પ્રાયશ્ચિત્ત માટે અહીં એમને

'હું કરોડ ઉપાયે સુખડી–ગાંઠિયા નહિ ખાઉં! વીરા ભગત! દેહ આટલો ચાગલો થશે તો સંત–અભ્યાગતો–દુખિયાંઓની સેવા નહિ કરી શકે!'

'આ જ તો ખાઓ! ઠાકરના દ્વારે આજ પ્રથમ ટંકે ના નો પડાય!'

'મારા ઠાકરની રાબરોટલો ખાવાની હું આજ્ઞા ભાળું છું! મને રોટલો ને છાશ દ્યો!'

કેવો મહાન આત્મા! દેહદમનની કેટલી ઉત્કટ ભાવના!

કોઈ ઉપાયે મીઠે સુખડી–ગાંઠિયા ન લીધા, રોટલો ને છાશ ખાધાં. પછી કોઈ પણ વખત વીરાભગતે 'મીઠો પ્રસાદ' લેવાની ખેંચ જ ન કરી; કારણ કે તેઓ આ અભણ–માનવીના ખોળિયામાં રહેલા ઉચ્ચ આત્માને ઓળખી ગયા હતા.

મીઠાએ પછી જગ્યાનું–ગવતરીની સેવાનું કામ સંભાળી લીધું. કેરાળાની સીમમાં મચ્છુના મનોહર તટની લીલવણીમાં એ ગાયોને ચારવા લઈ જાય છે, પ્રભાતે વાસીદાં પણ એ જ વાળી નાખે છે.

આમ ને આમ ઘણા દિવસ વીતી ગયા. વીરા-ભગતને થયું, 'માનવસેવા કાજે આવેલા આ પુણ્યાત્માને પાછા માનવસેવાને કાજે તેનાં 'પાપ'ની સ્મૃતિ ભુલાવી નાખવા માટે કોક મહાજ્ઞાની પાસે ઊભા રાખવા પડશે.'

અને એક દિવસ, વીરાભગતે મીઠાને બોલાવી કહ્યું:

'મીઠા! બાપ! હાલ્ય! તીરથે જાવું છે!'

'કયા તીરથે!'

'સંતના દરશનનાં તીરથે!'

'આ કામ ટાણે ! અભ્યાગતનાં ટોળાં આવે છે તે ટાણે !'

'હા. આ ટાણે જ જવાની ઉતાવળ છે !'

'શીદ !'

'મારે તમને અહીં બાંધી નથી રાખવા ! તમારે માટે આ સેવાની ઝૂંપડી નાની કહેવાય !'

'તમારા કહેવાનો મર્મ હું સમજ્યો નહિ !'

'બાપ ! તું માનવજાતની સેવા કરવા આ ધરતી પર આવ્યો છે. અહીં એકના એક ઠેકાણે બંધાઈ રહીશ તો પૃથ્વીના બીજે ખૂણે બેઠેલાં, માનવબાળનાં આંસુડાં કોણ લૂછશે ? પણ તારા અંતર પર તીડનો સંહાર કર્યાની શિલા ચડી બેઠી છે, તને કાંઈ સૂઝતું નથી. એનો માર્ગ ખોળવા આપણે એક જ્ઞાની પુરુષ પાસે જવું છે !'

'ક્યારે ?'

'અબ ઘડી જ !'

'ઠીક, હાલો !' કહી મીઠો તૈયાર થયો. વીરાભગતે જગ્યાની થોડી ભલામણ કરી અને બેય પાંચાળના જૂના સૂરજ-દેવળ નજીક કળાતા ગેબીનાથના ભોંયરે આવ્યા. ભોંયરા પાસે આવતાં મીઠો બોલ્યો :

"ભગત ! અહીં કોણ છે ?'

'નાથ સંપ્રદાયના ગેબીનાથજી નામે એક જ્ઞાની મહાપુરુષ અહીં રહે છે. સૌરાષ્ટ્રના–પરાયા કાજે સેવાવ્રત લેનારાઓ પ્રથમ અહીં તેમની પાસે માર્ગ મેળવવા આવે છે. આપણે પણ તારા પાપના પ્રાયશ્ચિત્ત માટે અહીં એમને

પૂછવા માટે આવ્યા છીએ.'

બેઉ ભોંયરામાં ગયા.

ઈશ્વર ભણી ચિત્તવૃત્તિને એકાકાર કરી શકાય તેટલા માટે મહાત્માઓ દુનિયાના કોલાહલથી દૂર આવા ભોંયરામાં મનન-ચિંતન માટે વસતા. ગેબીનાથ પણ આ રીતે ભોંયરામાં રહેતા.

બેઉ આવી, ગેબીનાથને નમી, બાજુએ બેઠા. એટલે ગેબીનાથજીએ પૂછયું :

'વીરા ભગત ! ઘણા વખતે આ બાજુ નીકળી આવ્યા ?'

'હા. કામકાજ વગર સેવાની 'ટેલ' મૂકી ઠાલા ખોટી થવા શીદ આવવું ?'

'જગ્યાનું કામકાજ કેમ ચાલે છે ?'

'ઠીક ચાલે છે. અભ્યાગતોને લોટ-દાળમાંથી સુખડી ! ગાંઠિયાનું સદાવ્રત આપવા સુધી પહોંચાડયું !'

'બહુ સારું, બહુ સારું ! ભૂખ્યાને રોટલો આપી સંતોષવા જેવું એકેય પુણ્ય તેને આંબતું નથી ! કાશી, મથુરાં, દ્વારકા અને બદ્રીનાથ કે રામેશ્વરની યાત્રા આ અન્નદાન પાસે ઊતરતી છે વીરા ! હું તો, જે મારી પાસે આવે છે, તેને એક જ વાત કહું છું, ભાઈ ! યોગક્રિયા જ્ઞાન, મોક્ષ, આ બધું તુચ્છ છે, જ્યાં સુધી આ પ્રભુ-સ્વરૂપ માનવબાળની સેવા કરવાની સદ્ભાવના હૃદયમાં ન ઊઠે ત્યાં સુધી બધુંય નકામું-નકામું, શું જૂઠું છે. વીરા ! ત્રણેય લોકને વશ કરવાની શક્તિ આ અન્નદાનમાં છે. દુખિયાંઓને આશરો આપવામાં, પતિયલ-કોઢિયલનાં પરૂ લૂછી

તેના મોંમાં અન્નનો કોળિયો મૂકવામાં, ખરું પૂન્ય, ખરો વૈરાગ્ય અને ખરો યોગ છે, ભાઈ વીરા?'

'હું એ જ મારગે જાઉં છું, અને બીજેય આ સાદ પહોંચાડું છું.'

'આ કોણ છે વીરા!' ગેબીનાથજીએ પૂછ્યું.

'બાપુ! એના માટે જ મેં આંટો ખાધો છે. કણબી ભગત છે. ઝાઝી તો એની ઓળખાણ હું તમને શું આપું? તેની કાયા જ, તેની ઓળખ આપના જેવા સમર્થને કરાવી દેશે, પણ તેનાથી વડ ઉપરના તીડને દેવતામાં બાળ્યાનું દુષ્કર્મ થઈ ગયું છે. આ પાપનો બોજ તેના અંતર ઉપરથી ખસતો નથી અને તેથી તે સેવાના મારગે ઝાઝી દોટ મૂકી શકતો નથી. એથી સેવા માગતાં, સૌરાષ્ટ્રનાં હજારો દુખિયાંઓ–ભૂખ્યાંઓની સેવા થઈ શકતી નથી, તેના મનનું સમાધાન થાય એવો માર્ગ ગોતવા આપની પાસે તેને લાવ્યો છું કે જેથી તેના મનનો બોજો ઓછો થાય.'

'બેટા! તારું નામ શું?' ગેબીનાથે પૂછ્યું.

'મીઠો.'

'બસ, બસ, તારા એક જ જવાબમાં, તારી ઓળખાણ થઈ ગઈ છે, તારા બોલમાં નિરભિમાનતા અને વૈરાગનો ઝંકાર છે, ગીતામાં ગાયેલી સ્થિતપ્રજ્ઞતાની આભા તારા મોં પર ઝળહળે છે, મીઠા! પાપ અને પુણ્ય કોને કહેવાય એ તું જાણે છે?'

'નથી જાણતો દેવ! માટે તો, આમ તેની ઓળખ માટે ભટકતો ફરું છું.'

'બેટા! પાપ અને પુણ્યના અર્થો કરવા એ તો બહુ

ગંભીર કામ છે. એ તું જ્ઞાનીઓ માટે રહેવા દે. જોવા બેસીએ તો માણસ હરપળે પાપ જ કરે છે. જીભથી કડવું બોલી બીજાને દૂભવવા એ પણ પાપ છે, ઉઘાડે પગે ધરતી પર ચાલવાથી મરતા અસંખ્ય જીવજંતુઓનું પણ પાપ થાય છે. આમ માણસ પાપનાં જતન કરવામાં રોકાય તો સેવાના પુણ્યમારગે કોઈ દિવસ જઈ શકે જ નહીં. આખો જન્મારો પાપની વ્યાખ્યામાં વહ્યો જાય. પણ પલપલે પાપમાં પડતા માનવને પુણ્યસંચયનો મારગ પણ કિરતારે ભેળો જ બતાવી દીધો છે કે, પ્રભુસ્વરૂપ બીજા જીવોના ભલા કાજે આ દેહથી જે કંઈ થશે, તેનાથી જાણતાં કે અજાણતાં થયેલાં બધાંય પાપોનો નાશ થાય છે, આટલા સાદા જ્ઞાનની ગાંઠ વાળજે મીકા! બીજું બધુંય શ્રીહરિ પર છોડી દે, પાપપુણ્યના અર્થો કે ઉકેલ શોધવા જતાં તો ધરતી પરના બધાય જ્ઞાનીઓની વાણી ઓછી પડશે. અને એનો મનને સંતોષ થાય, તે રીતે ઉકેલ મેળવવા જતાં જેટલો સમય થાય તેટલો સમય સેવાનો મારગ મૂકી દેવાથી તેની માફી તો મળવાની જ નથી, મીકા! માટે મેં તારા સાંભળતાં આ વીરાને હમણાં કહ્યું તેમ, મહાન યોગ–યોગેશ્વર શ્રીકૃષ્ણના પાદસ્પર્શથી પવિત્ર થયેલી આ પુણ્યભૂમિ સૌરાષ્ટ્રનાં ભૂખ્યાંદુઃખ્યાંને રોટલો આપવાનું. કામ ઝટ ઉપાડી લે. આનાથી પુણ્ય હાંસલ કરવાનો કોઈ ચડિયાતો મારગ નથી. આ જ ધરતી પર માણસ ભૂખ્યાં મરે છે. એટલે એ માણસ નથી મરતાં, માનવતા ભેળી મરે છે. પ્રથમ એ મરતી માનવતાને બેઠી કરવાનું પુણ્ય લઈ લે એમાં પ્રભુ રાજી છે. ઋષિમુનિઓના આ દેશમાં એક પણ માણસ ભૂખ્યું રહે, એટલે માનજે કે પ્રલયકાળથીયે વસમો કાળ આવી ઊભો

છે. માણસમાંથી 'રામ' ચાલ્યા ગયા છે, નહીં'તર એક માણસ બીજા માણસને આમ ભૂખ્યો રાખે! બસ, આટલું સમજી લે. આટલામાં, વેદ, પુરાણ, ભાખ્યો, ઉપનિષદો, બધાંયનો સાર આવી જાય છે. અન્નદાન એ શ્રેષ્ઠ કર્મ-યોગ-યજ્ઞ છે કે, જે આચર્યાથી કલ્યાણગામી થવાય છે, બીજાનું ય કલ્યાણ કરી શકાય છે. બીજા અર્થમાં કહું તો બીજાનું કલ્યાણ કરવાની વૃત્તિવાળાની કદાપિ દુર્ગતિ થતી નથી, માટે વેળાસર અન્નદાનના મહાકામે લાગી 'જા, તેનાથી હિમાલય જેવડા પાપપુંજનો નાશ થાય છે. ઈશ્વરની હરેકને માટે અન્નદાનની એક જ આજ્ઞા છે, મીઠા!'

અમૃત સમો આટલો વાર્તાલાપ સાંભળી, ગેબીનાથને વંદના કરી બેય જણા બહાર આવ્યા. અને ત્યાંથી કેરાળે આવ્યા બાદ મીઠાએ કહ્યું:

'વીરા ભગત! હવે મને રજા દ્યો!'

'રજા તો દઉં, પણ મને કહેતા જાઓ કે, તીડના મારવાનો પાપ-બોજ અંતર ઉપરથી કાંઈક ઓછો થયો કે નહીં?'

'હા, મનને કાંઈક શાતા વળી છે.'

'હવે ક્યાં જશો?'

'જ્યાં ઠાકર લઈ જાય ત્યાં!'

'પણ જઈને પછી કરશો શું?'

'ભૂખ્યાઓને રોટલો આપીશ, જેવો તમે અહીં આપો છો.'

'બસ જા બાપ! તો ઠાકર તારી ભેળા છે!'

સેવાવ્રતની મહાન દીક્ષા લઈ મીઠો ત્યાંથી પોતાના વતન વનાળિયા આવ્યો. ત્યાં ચાર મહિના રહ્યા. અન્નનો ટુકડો ત્યાંથી ચાલુ કરવાનો વિચાર રાખ્યો હતો, પણ એવા સંજોગ ત્યાં જોયા નહીં; એટલે ત્યાંથી હરિપર-ફેરાળા આવ્યા, ત્યાં એક વરસ રહ્યા. પણ ત્યાંય આ મનોરથ પૂરા થાય તેવા સંજોગ જોયા નહીં એટલે ત્યાંથી બગથલા આવ્યા, અને ગામથી ઉત્તર બાજુ એક નાનીશી ઝૂંપડી બાંધી, અંદર એમણે દાણાનો લોટ દળીને રાખવા માંડ્યો.

ગામ-પરગામ જતા સાધુ-સંતોને તથા અભ્યાગતોને રોટલો પહોંચાડવા તેઓ ઝૂંપડી બહાર સવારથી સાંજ સુધી ઊભા રહેતા, અને જે રસ્તા પરથી નીકળે તેને બોલાવી અંદર લઈ જઈ રોટલો ખવડાવતા.

આ હવા, એક ગામથી બીજે ગામ પ્રસરવા માંડી એટલે અભ્યાગતો પણ વધવા માંડ્યા અને તેને બેસાડવાની સાંકડ હતી; એટલે તેમણે ગામલોકો પાસે માગણી કરી કે, તમે સૌ ખેડૂતો એક બે દી ગાડાં લઈ ધૂળ લાવી ઘો તો તેમાંથી ઈંટો બનાવી, હું એક ઓરડો ઊભો કરું તો ચોમાસામાં અભ્યાગતો અંદર બેસી શકે.'

મીઠા મા'રાજનાં પરાયાંને-સંતોને રોટલા આપવાની ઉગ્ર તપશ્ચર્યા-તિતિક્ષા ગ્રામવાસીઓએ જોયાં હતાં. તે વખતે લોકોમાં આવાં સત્કર્મો પ્રત્યે બહુ ઉપેક્ષા ન હતી; એટલે બગથલાના સૌ ખેડૂતોએ એકેક ગાડું ધૂળ લાવી દીધી. આ ધૂળથી ઝૂંપડીના કાંઠે જ આવેલી ફૂલઝર નદીમાંથી ઘડેઘડે પાણી લાવી પોતે જાતે ઈંટો પાડી. આ ઈંટોથી એક ઓરડો બનાવ્યો, ઓશરી બનાવી અને ઓરડા-

માં એક ઠાકરની મૂર્તિ પધરાવી. અને કેરાળામાં જે ઠાકરનું નામ હતું તેવું જ અહીં પણ—આ ઠાકરનું નામ 'નિષ્કલંક-નકલંક' રાખ્યું અને તેની પૂજાસેવા કરવા લાગ્યા.

મીકા ભગતનાં ધર્મપત્ની વેજુબાઈને, સ્વામીના આ પરોપકારી કલ્યાણગામી સેવા-વ્રતના ખબર થયા, અને એક દિવસ એ મીકા માં'રાજ પાસે આવ્યાં અને બે હાથ જોડી બોલ્યાં :

'મનેય તમારા આ કામમાં ભાગીદાર થવા દ્યો.'

'આ કામ સહેલાં નથી !'

'વાંધો નહીં !'

'વહેલું, સવારે ચાર વાગે ઊઠી, અભ્યાગતો માટે મારી સાથે દળવા બેસવું પડશે !'

'ભલે !'

'તેઓના સારુ પાણી કાંધ ઉપર ઉપાડી માટલાં ભરવાં જોઈ શે.'

'ભરીશ.'

'પછી રાંધવા માટે સીમમાં બળતણ લેવા જવું પડશે.'

'જઈશ.'

'અભ્યાગતો માટે રોટલા ટીપીટીપી હાથ દુખવા આવશે !'

'વાંધો નહીં.'

'અભ્યાગતો રાતે-મધરાતે, બપોરે, ભરઊંઘમાં સૂતા હશે તે ટાણે સાદ દેશે. રોગિયલો પરુ લૂછવા બૂમ પાડશે. આ બધુંય થઈ શકશે ?'

'થઈ શકશે.'

'આમાં ચૂક પડશે તો ઠાકર માફ નહીં કરે, આ તો તલવારની ધાર ઉપર ચાલવા જેવું છે, હે ભંડારી! સમજીને આવજો.'

'હું બધુંય જાણું છું. તમારી છાયામાં રહી છું. તમારા ભેળાં જ ઓગણોતેરા દુકાળમાં મેં ભૂખ્યાંઓ માટે દળણાં દળી રોટલા ટીપ્યા છે, મને તમારા ભેળી રહેવા દો.'

મીઠા મા'રાજે જોયું કે, વેજુબાઈ સેવામાર્ગનું રહસ્ય બરાબર સમજેલ છે, અહંકારરહિત છે. પછી મીઠા મા'રાજે 'સંતોની સેવા માટે તેમને જગ્યામાં લીધાં.

થોડા દિવસ પછી ગામ લોકોએ આવી કહ્યું : 'મા'રાજ! જગ્યા સારુ, ખેડૂતો પર સાંતીડે લાગો નાખશું ?'

'અરરર! એ શું બોલ્યા! ધર્મનું સ્થાનક એ કાંઈ રાજસત્તા છે! આ બધુંય તો ઠાકર ચલાવે છે. ને ઠાકરને જો આ બધું ચલાવવું હશે તો અભ્યાગતો સારુ દેનારને ઠેઠ અહીં જ નહીં મોકલે! લાગાની વાત કરશો મા!'

વિશ્વાસુ મીઠા મા'રાજે લાગો નાખવાની ન કહી દીધી.

એક દિવસ મીઠા મા'રાજે સહધર્મિણી વેજુબાઈને બોલાવી કહ્યું :

'ભંડારી!'

'કોહા.'

'એક ઇચ્છા જાગી છે!'

'શી ?'

'કેરાળાના સ્થાનકની જેમ અહીં સુખડી ને ગાંઠિયાનું

મૂડિયા માટે સદાવ્રત હાલતું કરવું છે!'

'સુખડી-ગાંઠિયા બાંટીને કીર્તિ કમાવાના કોડ તો જાગ્યા નથી?'

'ના, ના.'

'તોય હૃદાનો ખૂણેખૂણો તપાસી જુઓ કે આ ભાવના પછવાડે ક્યાંય નામના ખાટવાની કે મોટપની ભાવના સંઘરી રાખેલી તો નથી ને? અમારી સ્ત્રીઓની નજર ભારી તીક્ષ્ણ હોય છે, પુરુષોનાં હૈયાંના ઊંડાણમાં ખદખદતા, સારાનરસા ખ્યાલો અમે એક જ દૃષ્ટિથી માપી શકીએ છીએ.'

'એવું નથી, એવું નથી પણ સુખડી-ગાંઠિયા અભ્યાગતોને આપી તેની વધુ દૂઆ મેળવવાના મનોરથ છે અને તે મનોરથ જાગ્યા છે, પેલા તીડ મારવાના પાપ ધોવા કાજે. ગેબીનાથે મને કહ્યું હતું કે, અન્નદાનની દૂઆથી હિમાલય જેવડો પાપનો પુંજ સળગી જાય છે.'

પણ સાચે જ એ કુદરતને મંજૂર હતું. સેવાનાં આ આકરાં વ્રત જોઈ બગથલા તથા મોરબીની આજુબાજુનાં ગામોમાંથી હરસાલ નીપજમાંથી જાર, બાજરો, મગ, અડદ, તલ તથા કાલાં અને ઘીનાં ઠામનાં ઠામ ઠાકરના ઉંબરે રોજ ને રોજ આવવા માંડ્યાં અને તે પછી તુરત જ થોડા સમયમાં સુખડી ને ગાંઠિયાનું સદાવ્રત ચાલુ થયું. એ વખતે વેજીટેબલ ઘીનો આજના જેટલો પ્રચાર ન હતો એવા ઘીનો સ્પર્શ કરવો એ પણ ગામડામાં જ્યાં પાપ મનાતું તે વખતે ગામનારીઓ હોંશથી તાવેલા ઘીના દશશેર દશશેર અને અધમણ અધમણના ધાડિયા, જગ્યામાં મુંડિયાઓ માટે મૂકી આવતી. એ ઘીની સુખડી બનતી. પછી તો ગામડાં-

માં ઠાકરને ઉંબરે કોણ વધુ મૂકે છે તેની સ્પર્ધા જાગતી.

ત્યાં સંવત ૧૯૦૨માં સૌરાષ્ટ્રમાં પાછો દુષ્કાળ પડ્યો. જગ્યામાં ભૂખ્યાંદુખ્યાંઓનાં ટોળેટોળાં ઊભરાવા માંડ્યાં. સાથોસાથ જગ્યામાં અનાજ પણ પુષ્કળ આવવા માંડયું હતું. તોપણ ક્ષુધાર્તોને પહોંચી શકાયું નહિ. જગ્યાના ઉંબરે તોય ભૂખ્યાંઓ અન્ન વગર રહી જતાં. મીઠા મા'રાજથી આ જોઈ શકાતું નહીં. આથી એક દિવસ તમામ ભૂખ્યાંઓને એમણે સાદ દીધો કે, જેને ખાવાનું જોઈએ તે અંદર આવી ફાવે તે લઈ જાય.'

પછી તો પૂછવાનું જ શું હતું? સૌ હાડપિંજરો, જગ્યાની અંદર ગયાં અને જે મળ્યું તે લઈ ખાઈ તૃપ્ત થયાં.

આ મીઠા મહારાજ સંવત ૧૯૦૬માં કાળધર્મને પામ્યા. આજે તો એ જગ્યાના સ્થાને ઊંચું ગગનગામી શિખરવાળું ભવ્ય દેવાલય છે. અંદર સિમેંટના વૈભવશાળી માર્ગો છે. યંત્રથી વીજળીના દીવાનો ઝળઝળાટ થાય છે. પણ આજે અન્નદાન નથી, મુંડિયાઓ–સંતો–સાધુઓ–મહાત્માઓની સેવા નથી કે તેને આદર નથી. આજ રોગિયલ-કોઢિયલો ત્યાં ધર્મની છાયામાં જઈ શકતાં નથી, કોઈને પણ એકાદ રાત જ અંદર રહેવા દેવાય છે. સૌરાષ્ટ્રના જે બીજાં ધર્મસ્થાનકોની હાલત છે તે પ્રમાણે આ જગ્યાની પણ હાલત છે; કારણ કે સૌરાષ્ટ્રમાંથી આજ 'મીઠા'ઓ અને 'વેજુબાઈ'ઓ ધાર્યાં ગયાં છે.

# સત ભીમસાહેબ

સવારનો સમય હતો સૂર્ય ભગવાન આભના ઓવારે ધીમે ધીમે ઉપર આવતા હતા રાત્રિના આરામ પછી નવી તાઝગી મેળવેલા પખીડા ઝાડ પર કલરવ કરી રહ્યા હતા અનાજની કાપણી થઈ ગઈ હતી લીલા લચી પડતા મોલના સ્થાને કાળા ભઠ ખેતરો નજરે આવતા, સૂકા મેદાનની યાદ તાજી કરાવતા હતા શરદનો સૂર્ય ધીમે ધીમે તપતો હતો આ વખતે આમરણ ગામના પાદરથી થોડે દૂર હમીરદાન પોતાના એકના એક દીકરા ભીમદાન ને સમજાવી રહ્યા હતા

'બાપ ભીમ! જેને અડતા આભડછેટ લાગે એવાની સાથે ન જવાય પાછો વળ, દીકરા, તું ચારણનુ છોરુ છે તારાથી ત્રિકમ ભગત હારે વાગડમા જવાય નહિ, મારા પેટ! તારી મા રોઈ રોઈને મરી જાય છે'

'બાપુ! ચારણનો દીકરો ભૂલ કરે નહિ ત્રિકમ સાહેબ ઢેઢ હોવા છતા તેનો આત્મા રગાયેલો છે ભલ ભલા નાગરોથી તેની સમજ ઊડી છે મારી કસોટીમા ત્રિકમ સાહેબ મધરવેનીયુ સોનુ છે મને તેનો સત્સગ કરતા વારો મા હુ તેમના ભજનની મોરલીયે ડોલતો ફણીધર બની ગયો છુ મારાથી ત્રિકમ વિના જિવાશે નહિ'

'આવા વેણ તારા મોમા શોભતા નથી, ભીમ!'

'ચારણ ચોથો વેદ, નણુ ભણી નાતું કહે,
પામે અગમના ભેદ, જેની જીભે જોગણીયું વસે'

લોકવાયકા છે કે ભીમ ઢેઢ થઈ જાસે, મારા બાપ! મારી એકોતેર પેઢીને કાળો ડાઘ લાગી જાશે તુ પાછો

વળ. અહીં ભજનો સાંભળ્યાં એટલું ઘણું છે.'

'તમારો વહેમ ખોટો છે બાપુ! ભીમ ચારણ છે, ચારણ જ રહેવાનો, નકામા વહેમાઓ છો. મને ભજનની લગની છે. પેટ ભરી ત્રિકમસાહેબનાં ભજન સાંભળવા જવા દો.'

ભીમદાન પિતાની આરજૂ પર કાન આપ્યા વિના રામવાવ નામે વાગડના ગામના ખીમસાહેબના શિષ્ય ત્રિકમની સાથે ચાલી નીકળ્યો. હતાશ થયેલો બાપ જુવાન દીકરા પાસે હારી ઘેર ગયો.

ભીમસાહેબ જાતે પરજિયા ચારણ હતા. તેમના પિતાના એકના એક સંતાન હોવાથી ખૂબ જ લાડમાં ઊછરેલા હતા. હમીરદાન કાછેલા જાનવરના વેપારી હતા. વઢિયાર-વાગડ અને પારકરમાંથી બળદો ઉતારતા. તે મચ્છુકાંઠો, હાલાર, ઝાલાવાડ, સોરઠ અને દ્વારકા સુધી લઈ જતા અને વેચતા. ઘરની સ્થિતિ સારી હતી.

ભીમદાનને ઉંમરમાં આવતાં જ ભજન ગાવાનો નાદ લાગ્યો. જ્યાં જ્યાં ભજનમંડળ બેસે ત્યાં ભીમદાનની હાજરી અવશ્ય હોય જ. કંઠમાં અદ્ભુત મીઠાશ, ગાવાની હલક અને કવિ જાતિ પછી દૂધમાં સાકર ભળે ત્યારે. મીઠાશમાં પૂછવું જ શું?

આમરણમાં ગુરુ મોરારને મળી પાછા આવતાં ત્રિકમ ભગતના વાસમાં ભજન હતાં. ભીમ સાંભળવા ગયો. ભજન-ભોગી ભીમને-ત્રિકમના શબ્દે લે લાગી. હૈયાનાં કમાડ ઊઘડી ગયાં. દેહાભિમાન પૂર્વના સંસ્કારે નાશ પામ્યું, અનલે પદ દર્શાયુ. ભીમ એક રાતમાં જ ચેતી ગયો. તેનામાં

વિવેક–વૈરાગ્ય વણમહેનતે આવી વસ્યાં. તે બીજે દિવસે વાસમાં આવ્યો અને ત્રિકમ ભગતને શરણે થયો.

'કેવા છો બાપ?' ત્રિકમસાહેબે ભીમને પૂછ્યું.

'ચારણ છું. મારું નામ ભીમદાન. નામ–રૂપ ભૂલવા આપને શરણે આવ્યો છું. ઘણા દી પ્રપંચને સાચો માની પડ્યો રહ્યો, ગુરુદેવ! અવિદ્યાના અંધકારમાંથી બાંહેડી પકડી દાસ ભીમને તારો. ગઈ રાત્રે ભજન સાંભળવા આવ્યો હતો ત્યાં જ ત્રિકમના દેહમાં ત્રિવિક્રમના દીદાર થયા.'

'બાપુ તું તો ઓતમ છો, મારા જેવા ઢેઢને ગુરુ બનાવવાથી લોકો તારો જીવ ખાશે, મેણાં આપશે. કોઈ તમારા જેવા ઓતમને ગુરુ બનાવ. ઘટઘટમાં ઘટનો ઘડનારો સમાન ભાળે, સમાન રૂપે બિરાજી રહ્યો છે. ત્રિકમ એક જ તરણતારણ નથી. શામળિયો બધેય સમાયો છે.'

'ગુરુદેવ! જેનું જેમાં મન લાગ્યું તે તેનો તરણતારણ. ભીમ ત્રિકમનો બન્યો તે બન્યો જ ગુરુદેવ!'

તરિયા તેલ ને હમીર હઠ ચડે ન બીજી વાર.

ત્રિકમભગત પાસે બે ચાર હરિજનો બેઠા હતા. તેમણે ભીમની ઓળખાણ આપતાં કહ્યું:

'બાપુ! ભીમ પાત્ર છે. નાની વયથી જ પરમારથમાં તેને પ્રેમ છે. આમરણમાં ભૂખ–દુઃખથી પીડાતાને રોટી–વસ્ત્રો આપે છે. બીમારની સેવામાં ઊભા પગે રહે છે. ભીમ માત્ર ભજનનાં ભાંભરડાં જ પાડતો નથી, તે દુઃખિયાનો બેલી છે, ગરીબનો આધાર છે, ભૂખ્યાનો માળવો ગામમાં ગણાય છે. મહિનામાં બે ચાર વખત વાસમાં આવે છે. દુઃખી–સુખીની ખબર લઈ જાય છે. હમીર કાછેલો જરા

ચીકાશવાળું માનવી છે. પણ ભીમ ઉદાર અને પરપીડાથી પીડાય તેવો આત્મા છે. યુવાનીએ વીંટી લીધો છે, પણ એનામાં યુવાનીનો પ્રભાવ નથી. તેની વૃત્તિઓ વૃદ્ધથી પણ વધુ ઠરેલી છે. સદાય નીચું જોઈ ચાલતો ભીમ વાચકાછનો સાબિત હનમાન જતી જેવો છે. એના માથા પર હાથ મૂકવાથી તમારું હીણું કહેવરાવે તેમ નથી. જાતે કવિ છે, ભજનો રૂડાં બનાવે છે.'

વાસના લોકોનાં વખાણે ત્રિકમભગત ગળ્યા. તેમણે ભીમના માથા પર હાથ મૂકી કંઠી બાંધી. ભીમે ત્રિકમ ભગતને સદ્‌ગુરુ માન્યા. પછી તો તે દરરોજ ત્યાં આવવા લાગ્યો. ગામમાં ચર્ચા થાવા લાગી: 'હમીર કાછેલાનો ભીમ ઢેઢનો ચેલો થયો!'

એકાદ સપ્તાહ રહી ત્રિકમ ભગત વાગડમાં પોતાને વતન જાવા નીકળ્યા. ભીમ રણ સુધી મૂકવા જવા તૈયાર થયો. તેના બાપ હમીરદાને ખૂબ જ સમજાવ્યો, પણ ભીમના દિલમાં સાચો રંગ ચડી ગયો હતો. તે પાછો ન જ વળ્યો.

[ ૨ ]

વવાણિયા બંદરના કિનારે બે માનવી બેઠાં હતાં. એક હતો ભીમ કાછેલો અને બીજો ત્રિકમ ભગત. સામે કાંઠે જવું હતું. વણકર હોવાના કારણે ત્રિકમને કોઈ મછવાવાળા આતમ અભડાય ઇ બીકે લેતા ન હતા.

'ગુરુજી! કોઈ મછવાવાળા આપણને લેવા તૈયાર નથી, કેમ કરીશું?'

'ભીમડા એમાં ગભરાય છે શું? જેના નામે ભવસાગર

તરાય છે–અનેક સંતો તરી ગયા છે, એ નામે આવડી નાની ખાડી તરવી એ ભારી વાત નથી. વિશ્વાસ હોય તો આવ મારી સાથે બેસી જા.'

> રામનામનાં નામો તરતા ભવસંસાર,
> અહલ્યા પથ્થર તરી ગયાં કરરો બેડો પાર.

ત્રિકમ ભગતે પોતાની પામેની ચાદર પાણી પર પાથરી. 'જય રામ' કહી તેના પર ચડી ગયા. પાછળ ભીમદાન પણ ચડ્યા. બે માનવીઓને પોતાની ઉપર લઈ પછેડી મછવો બની તરવા લાગી. કિનારા પરના બેડિયાતો–ખારવાઓ ફાટી આંખે વણકરની સિદ્ધિ જોઈ રહ્યા.

સાંજના સંધ્યાના ઓળા આભમાંથી અવની પર ઊતરતા હતા ત્યારે એ તરતી પછેડી, ખારી રૂપેરના કાંઠે બન્નેને ખેંચી ગઈ. ગુરુ–શિષ્ય નીચે ઊતર્યા અને ગોવિંદના ગુણ ગાતા ગાતા વાગડના પંથે પડ્યા.

રામનામે પથ્થર તર્યા એ વાલ્મીકિના શબ્દને, ઓગણીસમી સદીમાં ત્રિકમ વણકરે સાચા ઠરાવ્યા. લોકોના મનમાં ખાતરી થઈ કે,

> ઊલટા નામ જપત જગ જાના, વાલમીક ભયે બ્રહ્મ સમાના.

ગોસાંઈજી મહારાજના આ શબ્દો સાવ સાચા છે. નામનો પ્રતાપ આજે પણ સર્વસિદ્ધિ ઠરાવનાર છે.

તપતા તાપ વચ્ચે ગુરુ–શિષ્ય ત્રિકમ ભગતના વતન વાગડના રામવાવ ગામે આવ્યા.

કચ્છ વાગડ આ વખતે ધણીધોરી વિનાનો વેરાન દેશ હતો. ભુજના તખ્ત પર હીણભાગ્યે રાવ રાયધણનાં

રાજ હતાં. લોકો તેને રતા રાયઘણના નામે ઓળખાવતા હતા. રાવ મહમદ પનાહ નામે આરબની સોબતે મુસલમાન બન્યો હતો. જાહેરો રાજવી જાહેરમાં નમાજ પઢતો. પોતાના રાજ્યમાં જાતે મૂર્તિ ભાંગવા સુધીની ધૃષ્ટતા કરવા લાગ્યો. યુવાન રાવની સામે પ્રજાએ માથું ઊંચું કર્યું હતું, તેમાં વાઘા નામે શેઠ પાંચસો યુવાનો સાથે મરાયો. ડોસલવેણ જમાદાર, ફતેહમહંમદ નોતિયાર, કાશીગર બાવાજી, મેઘજી શેઠ અને રામજી ખવાસ–આ સહુ પ્રજાને દોરવણી આપી રાનાં રાજ મટાડવા મથામણ કરતા હતા. નાનામોટા ઝઘડાઓ થતા રહેતા. રાવ પોતાના આરબોના બળ પર મુસ્તાક હતો. પ્રજા રાજકર નહિ આપવાની આખડી લઈ બેઠી હતી. આવા ગજગ્રાહના સમયે ઉજ્જડ વાગડના કાગનોરા ડુંગરની ગુફામાં ગુરુ–શિષ્ય સત્સંગ કરવા બેઠા. (આ સ્થાન રામવાવ ગામથી ત્રણેક માઈલ પર આવેલ છે.)

પૂરો એક માસ રહ્યા. અનેક નિગૂઢ વાતો ચર્ચી. ભજનો ગાયાં, નવસર્જન થયાં.

'બેટા ભીમ! હવે ઘેર જા. તારાં માતાપિતા તારી રાહ જોતાં હશે.' ત્રિકમ ભગતે કહ્યું.

'બાપુ! હવે મને ઘરમાં સંઘરશે નહિ. મેં આપનો પ્રસાદ લીધો. એક માસ સાથે રહ્યો.'

'જા, મારું વચન છે કે, તારું કોઈ જ નામ નહિ લે. સવર્ણો તારો પહેલાં કરતાં વધુ પ્રમાણમાં આદર કરશે.'

'આપનું વચન માથે ચડાવી લઉં છું, પરંતુ મારે હવે ઉજળિયાત વર્ગમાં જવું જ નથી. વણકર ગુરુનો શિષ્ય તેમના જેવો જ બનશે. મારે પછાત સમાજમાં ભળી

તેમના કલ્યાણ અર્થે જીવન જીવવું છે. એ રીતે ગુરુઋણ ફેડવાની તક મેળવવી છે.'

'તારો વિચાર યોગ્ય છે ભીમ! આજે આ સમાજ ખૂબ જ હડધૂત થયો છે. તેની સાર-સંભાળ લેનાર અને સાચો રાહ બતાવનાર રાહબર કોઈ જ નથી. આ કામ તારાથી થાય તેમ છે. તું હરિજન બની જા. એમાં મને આનંદ આવશે. બિચારો અસ્પૃશ્ય સમાજ ચારે તરફથી નિંદાય છે, તે પાપયોનિ ગણાય છે. તારે તેમાંથી થોડા મહાપુરુષો પેદા કરવાના છે અને એમ કરી સંસારને બતાવવાનું છે કે, શ્રીહરિની રચનામાં પક્ષપાત નથી. સમય, સંયોગો અને દોરનાર મળી આવે તો હરિજનોનાં ઘરમાંથી હજુ પણ રૈદાસ, ચોખામેલા અને નંદ જેવા મહાપુરુષો પાકે તેમ છે.

'જા, ભગવાન રામ તને તારા કામમાં મદદ કરશે. ખૂબ જ અધોગતિની ઊંડી ગર્તામાં વરસો થયાં ધકેલાઈ ગયેલા સમાજમાં તને શરૂ શરૂમાં ફાવશે નહિ, પરંતુ કર્તવ્ય-પરાયણ રહેનારને બધું સહેલું થઈ પડે છે.'

'ગુરુદેવ! ભીમની ચિંતા કરશો નહિ. ભીમ વણકર, ચર્મકાર સહુ કુટુંબોમાં ભળી જશે, તેનો બનીને રહેશે. ભગવાન બુદ્ધના ધર્મના પ્રચાર માટે અશોકનાં રાજબાળકો મહેન્દ્ર અને સંઘમિત્રા લંકા જેવા દૂર દેશમાં ગયાં હતાં, ત્યારે મારે તો માત્ર હરિજનવાસમાં જ જવાનું છે. ત્યાં રહીશ, સહુને મારાં માનીશ, થોડા મહાપુરુષો પાકે તેવા યત્નો ગુરુ-કૃપાથી અવશ્ય કરીશ.'

એક માસને અંતે ભીમે ગુરુની રજા લીધી. તે બળ-

બળતા તાપમાં વાગડની ધરતી ખુલ્લે પગે ખૂંદતો ખૂંદતો રૂપેર ચાલ્યો. ત્યાં મછવા મળી આવ્યા. ગુરુના ગુણગાન ગાતો ભીમ આમરણ આવ્યો.

[ ૩ ]

ભીમનાં માતા-પિતાને ખબર મળ્યા કે ભીમ આવ્યો છે. તેઓ હવે તેને ઘરમાં રાખવા તૈયાર ન હતાં.

'મા! તારો ભીમ આવ્યો.' આમ કહી ભીમ માંના પગમાં પડ્યો.

'ભીમ!' હમીરદાન બોલ્યા, 'તેં પેલા ત્રિકમ ગરોડાના ઘરનું ખાધું છે? ખરું કે'જે.'

'હા પિતા! મેં એને મારા ગુરુ માન્યા એટલે તેમનો પ્રસાદ લીધો છે. આપની પાસે જુઠું નહિ બોલું.' ભીમે સાચી વાત કહી.

'બસ ત્યારે, તારે અને અમારે આજથી હજારો ગાઉનાં અંતર પડી ગયાં. ગરોડાનું પાણી પીનાર હવે કાછેલો નથી. તારે આ ઘર અને અમને ભૂલી જવાં, અમે તારાં નથી. આભડછેટ બોલે નહિ પણ બોળી મારે. જા, ઢેઢવાડામાં રહે.' બાપે રજા આપી.

ભીમ અંદરથી એ જ ઇચ્છતો હતો. તે સીધો હરિજનવાસમાં ગયો. આમરણમાં ચોરે ને ચૌટે ચર્ચા થવા લાગી કે હમીર કાછેલ્યનો જુવાનજોધ દીકરો ભીમ ઢેઢ થઈ ગયો. ભીમ તરફની આમરણવાસીઓની માનની નજર સંકેલાઈ ગઈ. ભીમ માટે નવું ક્ષેત્ર મળી આવ્યું હોવાથી તેને આ ધારેલો તિરસ્કાર બહુ સાલ્યો નહિ. તેને ખબર જ હતી કે,

એક વખત સમાજ બહિષ્કાર ઉપરાંત આકરામાં આકરી શિક્ષા કરશે.

લોકો કહેતા હતા કે, 'મૂર્ખો સંન્યાસી થયો નહિ અને ઢેઢ થયો. વેરાગી થયો હોત તોપણ લોકો પૂજત, ભેટ ધરાવત અને પડ્યા બોલ ઉપાડત. આ તો જઈ પડ્યો ચમાર–વણકરના વાસમાં. ચારણનો દીકરો ઉપર ચડવાને બદલે નીચો ઊતરી ગયો!'

બીજો કહેતો : 'ભાઈ! સત્સંગનાં ફળ. ત્રિકમભગતના સંગમાં તેના જેવો જ થાય ને! આમ ઢેઢાંઓ ઉત્તમ વર્ણના છોકરાઓને વટલાવશે તો ભારે થશે. આના માટે મહાજનને અરજ કરવી જોઈએ.'

આમ ચોતરફ વિવિધ વાતો થવા લાગી. એકાદ વર્ષ વીતી જતાં બધું થાળે પડી ગયું. ભીમે એક ક્ષણ પણ વ્યર્થ ગુમાવી નહિ. ઠેરઠેર ફરી હરિજન સમાજમાં ભજનો ગાયાં, ઉપદેશો આપ્યા અને સૌ સાથે હળીમળી નવી ભાવના પેદા કરી કેટલાક કુરિવાજો દૂર કરાવ્યા, મંદિરો સ્થપાવ્યાં, નાના નાના વહેમો દૂર કરાવ્યા, હરિજન યુવાનોમાં અસ્મિતા પ્રગટાવી, તેમને ભજનો ગાતા કર્યા. ભીમના પ્રયત્ને ઘણા કુરિવાજો આપોઆપ સમી ગયા. હરિજનોની ભાષા સુધરી. તેમને અવનવાં ભજનો મળ્યાં.

આમ ભીમના સમાજસેવાના પ્રયત્નો ચાલુ હતા. તેમાં અકસ્માત્ ભીમની કીર્તિના સૂર્યોદયનો અવસર આવી પહોંચ્યો.

આમરણની આજુબાજુ ચોવીસ ગામો છે. આને લોકો આમરણ ચોવીસી કહે છે. ભીમ ભગતના જીવનકાળે આ ભાગ મેરુ ખવાસની દેખરેખ નીચે જામનગરનો ગણાતો.

મેરુ અને જામ બન્ને વચ્ચે ગજગ્રાહ હોવાથી આમરણ જેવા દૂરના ભાગની સંભાળ લેનાર કોઈ ન હતું. તક મળતાં મોરબીના મતવા, માળિયાના મિયાણા અને ટંકારાના સંધીઓ હાથફેરો કરી જતા. નધણિયાતી આમરણ ચોવીસી લૂંટાતી. લૂંટનારને કોઈ રોકનાર ન હતું.

ઓછામાં પૂરું ચોવીસીમાં વરસાદ થયો નહિ. દુષ્કાળ ગરીબ દેશને ભારે પડી ગયો. જેમ તેમ કરી લોકો વરસ ભેળાં થયાં, ત્યાં આષાઢ કોરો ગયો. લોકોની હિંમત ખૂટી ગઈ અને નાસભાગ થવા લાગી.

આમરણમાં થોડા સમજદાર ભાઈઓ રહેતા હતા. તેમને થયું કે, આજકાલ ભીમ સાહેબ સંત છે. તેમના શરણે જઈએ અને તેઓ ભગવાનને આપણી વતી વિનવે તો સંતપુરુષના આશીર્વાદે વરસાદ આવે.

થોડા ભાઈઓ મળી ભીમસાહેબને ત્યાં આવ્યા અને ગળતાં આંસુએ ચોવીસીની હાલતનું કરુણ બયાન કર્યું. ભીમસાહેબ પણ બધું જાણતા હતા. તેમનું હૃદય દ્રવી ગયું. પોતાનો રામસાગર લઈ ફળીમાં બેસી અલખનો સાચા હૃદયથી આરાધ કર્યો.

(ભજન)

સાર કરોને હવે શામળા, ગૌસંત દુખિયાં જાણી,
મેઘનાં કહેને મનામણાં, ધરતી માગે છે પાણી.
નીર સુકાણાં નવાણુથી, પામર બની ગયાં પ્રાણી,
જાણો છો તમો જગદીસરા, નથી વાતો કંઈ અજાણી.
તરણાં માટે જીવ તરફડે, લાજુ અનવણ લુટાણી,
માતા છોરુડાં પરહરે, ઘરઘર મંડાણી ઘાણી.

મેર કરોને મા'રાજ હવે, પ્રીતમ આપોને પાણી,
ભીમ કહે ભય વધી પડ્યો, મેઘ દે મહીડાના દાણી.

ભીમનો આર્તનાદ સફળ થયો. વિ. સં. ૧૮૪૮ના શ્રાવણ સુદ એકમે વરસાદ તૂટી પડ્યો. આમરણ ચોવીસીમાં પાણી પાણી થઈ રહ્યું. લોકોએ ભીમને દેવ માન્યા. તેમના તરફની સૂગ જતી રહી. શ્રીહરિએ સહાય કરી. ભીમના હૈયામાં માનના સ્થાને હરિપ્રત્યે પ્રેમ વધ્યો.

આ સમાચાર જામનગરના મેરુ ખવાસના કાન પર પહોંચ્યા કે, ભીમદાન નામનો કાછેલો ચારણ હરિજન થયો છે. એના જ ભજને ભગવાને રીઝી આમરણ ચોવીસીમાં વરસાદ આપ્યો. આથી મેરુ જાતે ભીમસાહેબને મળવા આવ્યો. વણકરવાસમાં ગયો. ચરણે નમી હજાર કોરી ભેટ મૂકી, જામનગર આવવા વિનંતી કરી.

'મેરુ ખવાસ! તમે સમર્થ છો. આજે તમારા પર ભગવાનની દયા છે. જામનગર આવી મારે તમને જે કહેવું છે તે અહીંયાં જ કહું. માનવીઓને સમય સદાય સાંપડતો નથી. આ શરીર ચારણનું છે. ચારણોને જોગમાયા રાજકારણ ગળથૂથીમાં પાય છે. તમારું વર્ચસ્વ જામ પર આજે છે, કાલે રહેવાનું નથી. હથિયારના બળે પેદા કરેલી કોઈ પણ ખેરખ્વાહી ટકતી નથી. અરે એ સાચી ખેર-ખ્વાહી જ નથી. જામના હૃદયમાં મેરુ ખીલો છે એ ભુલાવું ન જોઈએ. પ્રજા તમારી લોખંડી એડી હેઠે આજે છે, કાલે નીકળી જશે. કચ્છ આલંભાના કિલ્લાના વેરને ભૂલ્યું નથી. ફતેહમહમદ તૈયારી કરે છે, ડોસલવેણુ જમાદાર પ્રેરણા આપી રહ્યો છે. ખુદ તમારા પગ તળે પણ સલામતી નથી.

તમામ જાડેજા ભાયાતો તમારાથી વિરુદ્ધ છે. તમારું વય વધતું જાય છે. જોડિયા, બાલંભા અને આમરણ ચોવીસી લઈ જામને છૂટા કરો. વખત આવી ગયો છે. ભીમને એકલાં ભજન જ આવડતાં નથી, ભેટાળીનો કિલ્લો ભાંગનાર સવેળા ચેતશે નહિ, તો જામના પાદરમાં કુટાઈ જશે. તમારો ભવાન નકામો છે: ભા કુંભો, જૂનાગઢ, ભાવનગર, રાજકોટ રાહ જોઈ રહ્યાં છે. મેરુ! તમારું બળ પરધર્મી પરદેશી આરબોના કાંડા પર છે. આ રોટીના ગુલામો ક્યારે દગો આપે તે કહેવાય નહિ, માટે મારું કહેવું લક્ષમાં ઊતરે તો ઉતારવા મથામણ કરજો.'

મેરુ ભીમના ચરણમાં નમી પડ્યો. તેને ભીમસાહેબની સલાહ ગમી. તે ફરી બોલ્યો: 'ભીમસાહેબ! મેરુનું ઘર ત્રણ ત્રણ ઘરવાળીએ સૂનું છે. ભીમસાહેબ ધારે તો પારણું બંધાય.'

'અજાણી! જામની તમામ પ્રજા મેરુનાં સંતાન જ છે, એ ભાવ કેળવવાથી ઊણપ નહિ દેખાય. મેરુના ભાગ્યમાં ફરજંદ નથી અને છે તે રખાતોનાં પેટ થવા સરજાયાં છે. જાઓ મેરુભા, ખેદ પામશો નહિ.'

મેરુને આ સત્ય અને સ્પષ્ટવક્તા તરફ માન વધ્યું: 'બોલો, તમારી શી સેવા કરું?' મેરુ જતાં જતાં બોલ્યો.

'પ્રથમ તો આ કોરીઓ લઈ ગરીબોમાં વહેંચી આપો. ભીમ કાછેલો મટ્યો ત્યારથી અપરિગ્રહવ્રતી બન્યો છે. બીજું બને તો હડધૂત થતા, વેઠના ભારે દબાઈ મરેલા વણકર–ચમાર સમાજનો ઉદ્ધાર કરજો. તેનાં ગળાં કાપતી વેઠની તલવાર દૂર કરાવજો. મેરુભા ધારશે તો બધું થશે.

'આ ગરીબ સમાજ તમને આશીર્વાદ આપશે. તેનો ઉપયોગ સારે રસ્તે કરવાથી તમારી અપૂર્વ સેવા કરશે.'

મેરુ અજાણી ઊભો થયો. બહાર ઘોડો હણહણ્યો. ભીમસાહેબ બોલ્યા: 'મેરુભા! જાગતા રહેજો. આવતા મહિને કચ્છ તમારા પર ત્રાટકશે. ગફલતમાં રહેશો નહિ.'

'પણ અત્યારે તો કાંઈ જ બાતમી નથી. આપે શી રીતે જાણ્યું?' મેરુ બોલ્યો.

'મેરુભા! ઠાકર કહે છે, જાઓ. લતીપરનો ભાગ ધ્યાનમાં રાખજો. પડધરીના પાદરમાં વિજય છે. કરો ફતેહ.'

મનથી ભીમસાહેબની પ્રશંસા કરતો મેરુ જામનગર ભણી રવાના થયો અને તે પછી ભીમસાહેબ ગોંડલ તરફ જવા માટેની તૈયારીમાં પડ્યા.

## [ ૪ ]

ગોંડલના હરિજન વાસમાં ભીમસાહેબનાં ભજનની ધૂન મચી હતી. હરિજનવાસના ભાઈઓ ઉપરાંત ગોંડલના ઉજળિયાત મનાતા ઘણા ભાઈઓ સાંભળવા આવતા અને રાતભર બેસી રહેતા. ભીમસાહેબનાં ભજનો સાંભળવાં એ જીવનની લહાણુ મનાતી.

ત્યારના સોરઠમાં દીવાનો, રાજાઓ અને વજીરોના પરસ્પરના ઝઘડાને લઈ દેશ નર્કાગાર જેવો બની ગયો હતો. ચોરનો જેઠવો જૂનાગઢ સાથે આખડતો. જૂનાગઢનો દીવાન જોરતલબી–સોરઠના માથે ઠોકી બેસાડવાં લોહીની નીકો વહેવડાવતો. જામનો વજીર મેરુ ભેટાળીનો કિલ્લો ભાંગતો ત્યારે ગોંડલનો ભા કુંભો જૂનાગઢના ઘોરાજી અને

ઉપલેટા હજમ કરવા યુક્તિઓ રચતો. શિહોરના ગોહિલો કાઠિયો–અસિયાઓને મારી દેશ ઉજ્જડ કરતા. તલાજા, મહુવા ચિત્તળને જીતવા લોહી વહાવતા હતા. આવા વિષમ કાળમાં સંતોનાં ભજનો જ પ્રજાને માટે અમૃતની ગરજ સારનાર વસ્તુ હતી. સંતો ગામેગામ ઘૂમતા અને મીઠી હલકે રાતભર ભજન ગાઈ પ્રજાના મનનો થાક ઉતારતા, દુઃખને ભુલાવતા. મારતા મિયાનાં રાજ જેવા નધણિયાતા સૌરાષ્ટ્રમાં સંતો અમૃતનો વરસાદ વરસાવી પ્રજાજીવનને ટકાવી રાખતા હતા.

'વાસમાંથી બધા સાંભળવા આવે છે?' એક દિવસ ભીમસાહેબે એક હરિજન ભક્તને પૂછયું.

'હા બાપુ! લગભગ બધાય આવે છે. એક જીવણ આવતો નથી.'

'કેમ જીવણને ભજનો ગમતાં નથી?'

'જીવણની વાત જુદી છે બાપુ! ઈ ફાટેલ પિયાલાનો ચમાર છે. એને કોઈનો પરમોદ લાગે તેમ નથી. કહેવત છે ને કે 'કાળી ઊન ને કમાણસાં ચડે ન દૂજો રંગ.' જીવણ પૂરેપૂરો કમાણસ છે.'

'એ.....મ વાત છે? તો મારે જીવણને જોવો પડશે.' ભીમસાહેબને થયુ કે, જોઈએ છીએ તેવો જવાન મળી ગયો. કડવાં ફળ જ મીઠાં થવા સર્જાયાં હોય છે.

એક દિવસ જીવણને ભજનમાં બોલાવ્યો. રંગ લાગ્યો. જીવણને ભ્રાંતિ હતી કે ભીમ ભગત બૈરાંઓ ભેળાં કરી વાસમાં દુરાચાર ફેલાવે છે. ભીમસાહેબ જીવણના હૃદયની વાત જાણી ગયા. એક દિવસ એકાંતમાં બોલાવી વસ્ત્રો દૂર

કરી કહ્યું: 'જીવણ! જોઈ લે, ભીમ પુરુષ છે કે સ્ત્રી?'

જીવણને ખાતરી થઈ કે ભીમસાહેબ મહાન છે. તે જ દિવસે તે તેમને શરણે આવ્યો. ઘર અને બે સ્ત્રીઓ તમામનો ત્યાગ કરી તેણે ભીમસાહેબ પાસે કંઠી બંધાવી. ભીમસાહેબે માથા પર હાથ મૂકી જીવણને પૂર્ણ બનાવ્યો.

'જીવણ! જગમાં જોડ જડે નહિ એવો થાજે આપ! ઠાકરને ભજતાં તારી નામના વધશે. તારા શબ્દે શામળિયો નાચશે. જોજે જગતનાં માન-મોહમાં બંધાતો નહિ.' આમ કહી ભીમસાહેબ, વણકર-ચમાર સમાજને સાચો સેવક આપી આમરણ ગયા અને એકાદ માસની માંદગી ભોગવી સમાધિસ્થ થયા. આજે આમરણ ગામે ભીમસાહેબની જગ્યા છે, ત્યાંના ટેલવાઓ હરિજનોમાં ફરે છે.

*

ભીમસાહેબના પ્રતાપે જીવણ સમર્થ થયો. તેનાં હજારો ભજનો આજે ભજનિક જગતમાં ગવાય છે. ભગવાને તેના ભાગની ૬૦ કોરીઓ આપી જીવણની ભા કુંભાના દરબારમાં ઇજ્જત રાખી. આજે ગૌરવ સાથે ભજનિકો ગાય છે–

'મારી બૂડતી બેડીના તારણહાર સામળા,
મારી વે'લી વે'લી કરજો વહાર...

જીવણના સાચા હૃદયની વાણી સાંભળી શામળિયે વા'ર કરી એ વાત સારુંયે સૌરાષ્ટ્ર જાણે છે.

जाति पाति पूछे नहि कोई, हरिको भजे सो हरिका होई।

## સંત હોથીજી

ઇસ્લામના શાસનકાળમાં, ઘણીયે હિંદુ કોમો ભય, લાલચ કે સંજોગોવશાત્ મુસ્લિમ બની ગઈ. સુમરા નામે હિંદુ કોમ તે જ રીતે મુસ્લિમ બની ગઈ છે. સંત હોથીજીનો જન્મ એ કોમમાં થયો હતો. તેમના વડીલો, જામના ભાયાત હરધોળજીના પાટનગર ધ્રોળમાં સૈનિક તરીકે નોકરી કરતા અને સન્માન સાથે રહેતા. કાળના પ્રવાહમાં, સૌરાષ્ટ્રમાં અંગ્રેજો આવતાં, લડાયક પ્રવૃત્તિ બંધ પડતાં, આ રીતે નિર્વાહ કરતી આરબ, મકરાણી, સુમરા વગેરે જાતિઓ રોજી ગુમાવી બેઠી. તેમને જીવનનિર્વાહ માટે બીજો વ્યવસાય સ્વીકારવો પડ્યો.

હોથીજીના વડીલો ધ્રોળ મૂકી, ખંભાળિયા નામે ગામે રહેવા આવ્યા. ત્યાં ખેતી કરી, જેમતેમ પોતાનો સમય ગુજારવા લાગ્યા. જીવા સુમરાનો સૌથી નાનો દીકરો તે સંત હોથીજી.

હોથીજી સુમરાના બાળક હોવાથી, તેમને ભણાવવાની કોઈને જરૂર જણાઈ નહીં. માતાપિતા મજૂરી કરી પોતાનો ગુજારો કરતાં. હોથીજી પણ ઉંમરમાં આવતાં તેમને મદદ કરવા લાગ્યા.

ખંભાળિયામાં આ વખતે મોરારસાહેબે ધર્મનું નિશાન ખોડ્યું હતું. તેમના નાનાશા સ્થાનકમાં અનેક સંત–અભ્યાગતોને રોટલો મળતો. મોરારસાહેબ કાવડ ફેરવતા. તેમાં જે કાંઈ આવે તેમાંથી રોટલા ઘડી અભ્યાગતોને ખવડાવતા. એમની સેવાની સુવાસ ધીમે ધીમે ફેલાવા લાગી એટલે આજુબાજુના અને ગામના ખેડૂતભાઈઓ જુવાર, બાજરો, મગ,

મઠ વગેરે અનાજ જગ્યામાં પહોંચાડવા લાગ્યા. આવક વધતાં મોરારસાહેબ ઉદાર હાથે ખર્ચ કરવા લાગ્યા.

આવતા સંત-મહાત્માઓને છાશની મુશ્કેલી પડતી. આથી કોઈ કોઈ ભાઈઓ તે મુશ્કેલી દૂર કરવા સ્થાનકમાં ગાયો આપવા લાગ્યા. ધીરે ધીરે ગાયોની સંખ્યા વીસ પર પહોંચી. હવે આને માટે એક ગોવાળ જોઈએ. આની ચિંતા મોરારસાહેબને રહેવા લાગી.

એક દિવસ હોથી જગ્યામાં આવ્યો. રાત્રે ભજનમાં રોજ આવતો એટલે મોરારસાહેબ એને ઓળખતા હતા. એટલે પૂછયું:

'હોથી બેટા! હાલ શું કામ કરે છે?'

'દા'ડી કરવા જાઉં છું બાપુ! બીજું તો હું શું કરું?'

'આપણી ગાયો ચારવા રહીશ? ઠાકર કપડાં અને ખાવાનું આપશે. બાકી રોકડ તો જગ્યામાં આવતી નથી. ગાયો ચારતાં સેવા સાથે સત્સંગનો લાભ મળશે. તારા બાપુ જીવા સુમારને પૂછી આવજે.'

'મારા બાપુ ના નહીં જ કહે, મને વિશ્વાસ છે. કાલ સવારથી આવીશ. જગ્યાની ગાયો ચારવાની તક મળે એવાં ભાગ્ય મારાં ક્યાંથી?'

બીજે દિવસે સવારે હોથી લાકડી લઈ જગ્યામાં આવ્યો. મોરારસાહેબે રોટલો અને આથણું આપી ગાયો ચારવા જવા આશીર્વાદ સાથે રજા આપી. આમ હોથીના નવા જીવનનો આરંભ થયો.

હોથી જગ્યાની ગાયો ચારે તેમાં જીવા સુમરાને કાંઈ વાંધા જેવું જણાયું નહીં.

અઠવાડિયુ વીતતાં જગ્યામાંથી કપડાં મળ્યાં. નવી લાકડી, અને દિવસમાં ત્રણ વખત જમવા આપવાની ગોઠવણ થઈ.

હોથી હોંશથી ગાયો ચારવા લાગ્યો. વહેલી સવારે ઊઠી ગાયો દોહવા લાગે. દોહવાઈ રહ્યા પછી તમામ ગાયોનાં વાસીદાં વાળી આખીયે ગૌશાળા સ્વચ્છ બનાવી રાતની વધેલી નીરણ બીજા વાડામાં નાખી આવે, પછી શિરામણ કરી સાથે ફાળિયામાં રોટલો–અથાણું બાંધી સીમમાં ચારવા જાય. સાંજના નમતા પહોરે ગાયોને ખૂબ ધરાવી પાણી પાઈ ગૌશાળામાં લાવી બાંધે. તમામ ગાયોને શરીરે હાથ પસારે અને ખાણુ ખવડાવે.

હોથીની સેવાથી તમામ ગવતરિયું તેની બની ગઈ. હોથીને જોતાં જ ભાંભરવા માંડે. પાસે જાય ત્યારે જીભવતી ચાટી, હૈયાના પ્રસન્ન ભાવો પોતાની મૂંગી ભાષામાં વ્યક્ત કરે. આ મનોહર દશ્ય જોતાં મોરારસાહેબની છાતી ગજ-ગજ ઊછળે. તેમને ખૂબ સંતોષ થયો કે, ઠાકરે ગોવાતી જોઈએ તેવો જ આપ્યો છે.

ગાયોની સેવામાંથી છૂટી નવરાશ મળે ત્યારે રાત્રે હોથી દરરોજ ભજન સાંભળવા બેસે. જગ્યામાં દરરોજ ભજનો થાય. મોરારસાહેબ અને બીજા આવેલાઓ મોડી રાત સુધી ભજનો ગાય. હોથી આ ધ્યાનપૂર્વક સાંભળે, તેના અર્થો સમજવા મથામણ કરે, ન સમજાય ત્યારે ડરતાં ડરતાં મોરારસાહેબને પૂછે :

'આ ભજનનો અર્થ શો ?'

'બેટા હોથી! ભજનના અર્થો સમજ્યે ભવની ભાવટ ભાંગવાની નથી.' તું જે આજે કરી રહ્યો છે તે તમામ ભજનોનો સાર છે. ગાય વિશ્વમાતા છે. તેના પર જગતની આબાદીનો આધાર છે. જેના રોમરોમમાં દેવતાનો વાસો છે, જે રોજ સવારસાંજ અમૃતનાં બોઘણાં ભરી દે છે, તેની સેવા કરવાથી બધુંય સાંપડશે. ગવતરિયુંની સેવા કરતાં સમય બચે તો જનસેવા કરજે, જનસેવા એ પ્રભુસેવા છે.

'સેવાભાવ એ દેવભાવ છે, ભક્તિનો સાચો અર્થ જ સેવા છે. જેને સેવા કરતાં આવડ્યું એને બધુંય આવડ્યું. એક વખત પાંડવોને ત્યાંના રાજસૂયયજ્ઞ વખતે શ્રીકૃષ્ણે માનવીઓના પગ ધોયા હતા અને બધાના જમી રહ્યા પછી એઠાં પાતળો પોતાના માથા પર ઉપાડ્યાં હતાં. આવી કથા મહાભારતમાં વ્યાસદેવે લખી છે અને આ સેવાથી શ્રીકૃષ્ણ ભગવાન કૃષ્ણ બન્યા.'

હોથીની રગેરગમાં મોરારસાહેબે સેવાભાવ ભર્યો. ખંભાળિયામાં હોથી પરમ સેવક ગણાવા લાગ્યો. ગમે તેવા રોગિયલ કે તજાયેલાની સેવા કરતાં તે શરમાતો નહીં.

પછી ગોવાતી હોથી ભજન ગાતો થયો. મધુર કંઠ અને મીઠી હલકને કારણે બહુ જ થોડા સમયમાં હોથીની ગણના સારા ભજનિકોમાં થવા લાગી. હોથી ભજન ગાય ત્યારે ખુદ મોરારસાહેબ કામકાજ મૂકી સાંભળવા બેસે.

સમય જતાં, હોથીની વાણી ઊઘડી. પોતે જાતે ભજન બનાવવા લાગ્યો. તેણે ગાયું:

( ભજન )

મારા સદ્‌ગુરુ દીનદયાળ, અરજ એક મારી રે;
શરણાગતના પ્રતિપાળ, આશ તમારી રે.
ગુરુજી, કાયાગઢનો કોટ, કાચો લાગે અમને રે;
કાયા છાંડી હંસો ઊડી જાય, વાતો કહું તમને રે.
ગુરુજી, પૂર્વ જનમની પ્રીત, બંધાણી તમ સાથે રે;
આ ભવ મહીં અવિનાશ, ઝાલો તમે હાથે રે.
મનડું રહે નહીં હાથ, દશે દિશ ભમતું રે;
આનાગમન, દુખદ્વંદ, આવી અમને દમતું રે.
દાસ હોથીને દીદાર, દયા કરી દેજો રે;
મેરામ ગુરુશ્રી મોરાર, હૃદયમા રે'જો રે.

ભજનોની સાથોસાથ હોથીની ખ્યાતિ વધવા લાગી.

હોથીના પિતાને મોરબીના ઠાકોર જીયાજી તરફથી નેકનામ ગામે પાકા ચોકિયાત તરીકે નોકરી થતાં, આખુંય કુટુંબ ત્યાં રહેવા ગયુ. ખંભાળિયામાં હોથી એકલો જ રહ્યો.

ગાયો ચારવા મોરારસાહેબે બીજો આદમી સાથમાં આપતાં, હોથી પરથી કામનો ભાર ઓછો થયો, એટલે હોથી બહારગામ ભજનો ગાવા જવા માંડ્યો. એક સુમરો સંધી, રામસાગર ખોળામાં રાખી હિંદુનાં મંદિરોમાં ભજન ગાય, આ વાત જમાતના આગેવાનોને ગમી નહીં.

[ ૨ ]

'જીવા ગામેતી! તમે પાક મુસ્લિમ છો, તમારા ઈમાન પર જમાત ખુશ છે. તમારે બદનસીબે હોથી નામનો બેટો થયો. આજકાલ, બૂતપરસ્ત લોકો સાથે રહી એ ભજનો ગાતો ફરે છે. આમાં દીને ઇસ્લામની હલકાઈ છે. આજે મોળની જમાત તમોને તેડાવી બે સખૂનો કહે છે.'

ખાસ માણસ મોકલી, નેકનામથી હોથીના બાપ છીવા સુમરાને બોલાવી, જમાતે ઠપકો આપ્યો. છીવા સુમરાને જમાતના આ શબ્દો બંદૂકની ગોળીથી પણ આકરા લાગ્યા.

છીવો સુમરો નેકનામ આવ્યો. જમાતના બોલે તેનું ખાવું ઝેર થયું. હોથીને ખાસ માણસ મોકલી નેકનામ બોલાવ્યો.

રાત્રે વાળુપાણી કરી, હોથીના ભાઈઓ, તેની માતા, તેના પિતા, સહુ હોથીને વીંટીને બેઠાં. તેનો પિતા બોલ્યો :

'હોથી! આપણે દીને ઇસ્લામના બંદા છીએ. તું પાક મુસ્લિમ ઊઠી, હિંદુના મંદિરમાં ભજનો ગાવા જાય, આમાં જમાતને દુઃખ લાગે છે. કાલે મને કોળ બોલાવી, જમાતના આગેવાનોએ ઠપકો આપ્યો. આપણે અલ્લહત-આલાના બંદા છીએ. પયગમ્બર સાહેબ અને કુરાને શરીફના ફરમાન વિના બીજું કાંઈ મનાય જ નહીં. નબી-રસુલના સખૂનો આપણા માટે મઝહબી ફરમાન ગણાય. તારી આજની કકુરતાનો જવાબ અમારે કયામતના દિવસે આપવો પડશે; કારણ કે તું મારું ફરજંદ છે. ફરજંદની નાપાકતા-નો જવાબ તેના વાલીઓને આપવાનો રહે છે.'

'બાબાજાન!' હોથી બોલ્યો, 'જમાતના આગે-વાનો ઇન્સાનિયતથી હાથ ધોઈ બેઠા લાગે છે, નહિતર આવી વાતો કરે જ નહીં. ખલક ખુદાની શાન છે. ભજન ગાવાં યા કુરાનેશરીફની આયાતો બોલવી બધું એક-સરખું છે. રામ–રહિમ, અલ્લાહ–અવિનાશી, માત્ર નામો જુદાં છે, ખલકનો ખાવિંદ તો એક જ છે. આપે જમાત-ની નાદાનિયતભરી વાતોના ચક્કરમાં આવવું જોઈએ

નહીં. આજ સુધીમાં કોઈએ રામ–રહિમને જુદા માન્યા નથી. આપની ઇચ્છા ન હોય તો મોરારસાહેબની જગ્યામાં ન રહું, આટલી જમાતની વાત રાખીએ. ભક્તજનોના દાસ કહેવડાવવામાં પાક મુસ્લિમે ગૌરવ માનવું જોઈએ.

'હું ભજન ગાતાં કેટલી મઝા માણું છું, મને કેટલો આનંદ આવે છે, તે વાત જમાતના બિચારા આગેવાનો શું સમજે? તેને માત્ર દીનના નામે ફતવા બહાર પાડતાં આવડે છે.'

પિતાને ગળે પુત્રની એકેય વાત ઊતરી નહીં. તેમની પાસે એક જ દલીલ હતી કે, 'જમાત ના કહે છે, માટે તારાથી ભજનો ગાવા જવાય નહીં.'

પછી હોથી પાછો ખંભાળિયે જવા રવાના થયો. ભાઈઓએ તથા પિતાએ ભજન ન ગાવા અને જમાતની વાત માનવા ફરી ફરી ભલામણ કરી.

પ્રભુભજનના રંગે રંગાયેલા હોથીએ પ્રથમની પેઠે જ એકતારામાં રોજ રોજ ભજન ગાવાનું ચાલુ રાખ્યું. આ રંગ તેના દિલ પર ચડી ગયો હતો.

મોળની જમાતના કાન પર વળી પાછી હોથી ભજનો ગાય છે એ વાત આવી. ફરી જમાતે માણસ મોકલી જીવા સુમરાને બોલાવ્યો અને છેવટનું કહી દીધું :

'જીવા! જમાત તમને આઠ દિ'ની મહેતલ આપે છે. હોથીને બૂતપરસ્ત લોકોની જમાતથી અલગ કરી ભજન ગાતો અટકાવવો, નહીંતર તને તારા કુટુંબકબીલા સાથે જમાતથી બહાર મૂકવામાં આવશે. તારી સાથે કોઈ પણ સુમરો રોટી–બેટી વહેવાર રાખશે નહીં.'

જીવો સુમરો જાણતો હતો કે, હોથી જે કાંઈ કરે છે, તે બરાબર જ કરે છે; છતાં જમાતના દાબથી તે અકળાઈ ગયો. તે નેકનામ આવ્યો અને હોથીજીને પાછો ખંભાળિયાથી બોલાવ્યો અને તેને કહ્યું :

'બેટા! જમાતના આગેવાનો આપણી સાથે રોટી-બેટી વ્યવહાર બંધ કરવા ફરમાવે છે. આઠ દિવસની મહેતલ લઈ આવ્યો છું. તારે આપણા કુટુંબકબીલાના ભલા ખાતર ભજનો ગાવાં મૂકી દેવાં જોઈએ.'

'બાપુ! મારાથી એ મુકાશે નહીં. ભજન મારા જીવ સાથે જડાઈ ગયાં છે. મારાથી ભજન ગાવાં બંધ થઈ શકશે નહીં, જમાતને ફાવે તેમ જમાત કરે.'

'બેટા હોથી! મારા જીવતાં, મારો કબીલો જમાત બહાર થાય, તેનો રોટી-બેટી વહેવાર ખોરવાય, એ મારાથી જોવાશે નહીં. જો તું નહીં સમજે તો મારે અફીણ પીને મરવું પડશે.'

હોથીજીને થયું, મારાથી ભજનો મુકાય તેમ નથી, બાપુથી તજાયેલી હાલતમાં જિવાય તેમ નથી. હવે તો એક જ મારગ લઉં અને અલખના દરબારમાં પોગી જાઉં. ત્યાં કોઈ ભજનો ગાવાની ના નહીં પાડે. પણ આ વાત એણે બાપથી છાની રાખી.

બીજી તરફ જીવા સુમરાને પણ એક જ માર્ગ દેખાયો કે, આ તજાયેલ અવસ્થામાં જીવવું તે કરતાં મોત ભલું. તેણે ચાર તોલા અફીણ તાંસળીમાં ઘૂંટી તૈયાર કરી રાખ્યું. હોથીને એ ખબર પડી ગઈ કે, બાપુ અફીણ ઘોળવા સજ્જ થયા છે અને અફીણની તાંસળી તૈયાર રાખી છે.

જીવો ગામેતી ઘરની ભરભલામણ કરવા રોકાયો ત્યાં હોથીજી તાંસળી ગટગટાવી ગયા અને પછી બાપુ પાસે આવી કહ્યું :

'બાપુ! હવે તાંસળીની ગોત કરશો મા, હું પી ગયો છું.'

'અરે હોથી....હોથી! તારે એમ કરવાની જરૂર નહોતી. હું ઘરડો થયો છું. મારું જાવુંય દીપી ઊઠત, તેં ભારે કરી!'

'કાંઈ ભારે નથી કરી બાપુ! ઈ મારગ તો આમેય સાચો હતો ને વહેલો કે મોડો! પણ મને હવે મોરારસાહેબ પાસે જાવા ઘો. મને તેનાથી છેટું પડે છે. ગાય અને જનસેવાની સેવાના મારગે ચડાવનાર એ સદ્‌ગુરુના મને છેવટનાં દર્શન કરવા જાવા ઘો.'

'આવી હાલતમાં તું અહીંથી ખંભાળિયા કેવી રીતે પહોંચી શકીશ?'

'પહોંચી શકીશ! મારા દેહનો કણકણ મોરારસાહેબ-ના દર્શન માટે પોકાર પાડે છે અને મારું મન સાક્ષી પૂરે છે કે, આ અફીણ મેં ભલે પીધું પણ હું ત્યાં સુધી પહોંચી શકીશ. મારું કલેવર મજબૂત છે, નબળું નથી. લ્યો બાપુ, જાવા ઘો. જીવતામૂવાના છેવટના સૌ ભાઈચું ને તમને સલામ!'

અને આટલી વાત કરતો હોથી ખંભાળિયાના મારગે ઊપડ્યો. પણ ઠેઠ પહોંચી શકયો નહીં. ધ્રોળ અને ખંભા-ળિયા વચ્ચે હોથી રહી ગયો. આગળ ચાલી શકાયું નહીં. લોકોને ખબર થયા કે, હોથીજી સીમમાં છેલ્લી ઘડીએ છે.

લોકો આવ્યા. તેમને હોથીજીએ કહ્યું કે, 'મોરારસાહેબના દર્શનની ઝંખના છે, માટે તે સદ્દગુરુને અહીં જલદી લઈ આવો.'

લોકોમાંથી બેચાર જણ તરત ખંભાળિયા ગયા અને મોરારસાહેબને હોથીજીએ અફીણ લીધાની વાત કરી અને આપના દર્શન માટે ઝંખે છે, આ નિવેદન કર્યું; એટલે મોરારસાહેબ તુરત હોથીજી પાસે જવા નીકળ્યા.

મોરારસાહેબે આવી કહ્યું : 'હોથી! આમ શીદ કરવું પડ્યું ?'

'બાપુ! કબીલાને જમાત બહાર રહેવું પડતું'તું, ટૂંકી મતિના જમાતના આગેવાનો હેરાન કરે છે ને હું ભજન ગાઉં છું તેમાં તેમને કાફીરતાની બૂ આવે છે. તેને પોતાનો ફીરકો સાચવવાની લે લાગી છે. માલિકે ચાર તોલા અફીણ હજમ કરાવ્યું. હવે તેની હજૂરમાં કાયમ મોકળા મને ભજન ગાવા જાઉં છું, જ્યાં મને કોઈ નહીં રોકે.'

'હોથીજી! કાંઈ ઇચ્છા, કાંઈ માગણી ?'

'માગણી એક જ બાપુ! મારી અહીં સમાધ ગળાવો અને તમારા હાથે સમાધ લેવડાવો.'

'એટલો વખત ટકી શકશો ?'

'હા બાપુ! ગવતરીની ચાકરીના પુન્યે અને ગરીબોના સેવાના પુન્યે હું મારો દેહ સમાધનો ખાડો ગળાય તેટલો વખત ટકાવી શકીશ એની મને શ્રદ્ધા છે.'

'બીજી ઇચ્છા ?'

'બીજી બાપુ! મારા દેહ પર ધૂળ વળાઈ જાય ત્યાંથી તે આજ આખી રાત મારી સમાધ પાસે ભજનો ગવડાવજો.'

'ભલે તેમ થશે.'

પછી મોરારસાહેબની આજ્ઞાથી ત્યાં જ સમાધનો ખાડો ગળાવા માંડ્યો. એકતારો અને મંજીરા લઈ ભજનિકો આવ્યા.

ખાડો ગળાઈ ગયો. અંદર બાજઠ મૂકયો. બાજઠ પર મોરારસાહેબે જાતે સાથિયો પૂરી હોથીજીને અંદર બેસાડ્યા. બહાર ભજનિકો પ્રભુપદ ગાવા માંડ્યા.

ત્યાં ખબર જાતાં નેકનામથી હોથીજીનાં માબાપ અને ભાઈઓ આવ્યાં. ધ્રોળ જમાતના આગેવાનો આવ્યા. આજુબાજુના ગામલોકોય આવ્યા.

સૌએ હોથીજીને સમાધમાં નહીં બેસવા અને પિવાયેલ અફીણના ઝેરને દવાદારૂ કરી દૂર કરવા વિનવ્યા પણ હોથીજીએ સાફ ના કહી.

ધ્રોળ અને ખંભાળિયા વચ્ચે ભજનની ઝીંક બોલાવા લાગી તેમ તેમ સમાધ પર ધૂળના ખોબા પડવા માંડ્યા, થોડીવારે માથા સુધી ધૂળ પથરાઈ ગઈ.

અને અલખના દરબારમાં ગયેલા હોથીજીની સમાધ ઉપર નીલા આસમાનના ઘુમ્મટ હેઠળ બીજા દિવસના સૂર્યોદય સુધી ભજનો ગવાયાં.

# સંત દેવીદાસ

આથમણી દશ્યે આભમાં લબડતા સૂરજ મા'રાજના લાલચોળ ગોળાને, ક્ષિતિજ નીચે કો અગોચર તત્ત્વે તાણી લીધા પછી ધરતી પર રજનીરાણી પોતાનો પાલવ પસારતી આવતી હતી. સૌરાષ્ટ્રની સૂકલ ધરતી પર મોઢાં ઘસી ઘસી માંડ બે તણુખલાં પેટમાં નાખેલ ગાડર–બકરાં બેં બેં કરતાં માલિક ભરવાડની પછવાડે, મહાન તત્ત્વજ્ઞાની સમાં વહ્યાં આવતાં હતાં. કસ વગરની નિર્જળ ધરતી પર સાંજ સુધી કોદાળી પછાડી પછાડી કૌવત ખુટવાડી થાકેલો ખેડૂત પાણીની ભંભલી બગલમાં દબાવી, ગામ ભણી ચાલી નીકળ્યો હતો. પાંદડાં વગરનાં સૂકેલ ઝાડવાંઓ પર આખો દિવસ દાણાની શોધમાં નિરર્થક ભટકી થાકેલાં પંખીઓ કલશોરમાં ગ્લાનિ વ્યક્ત કરતાં, રાતવાસો રહેવા આવી ગયાં હતાં. તે વખતે સોરઠની પરબવાવડીની જગ્યામાં, સંત દેવીદાસે રામરોટીની ઝોળી નીચે ઉતારી.

જગ્યાની ગાને દોહીને અમરબાઈએ દીવાની વાટ્ય હમણાં જ સરખી કરી હતી.

દેવીદાસનો જગ્યામાં આવ્યાનો પગરવ સાંભળીને, પાછળ પરસાળમાં સૂતેલાં રોગિયલો ચીસો પાડી ઊઠ્યાં :

'એ બાપુ ! મારાથી પીડા ખમાતી નથી !'

'દેવદાસ બાપુ ! મારા પગમાં દેવતા દાઝ્યા જેવી પીડા થાય છે !'

'એય દેવદાસજી ! કઠણ રોટલો મારાથી ચવાતો નથી. આજ મને રોટલાનો ભૂકો કરી દેજો.'

'એ આવ્યો બાપ! આવ્યો, તમારા સાટુ રામરોટી માગવા ગયો હતો. ત્રણ ગામનાં ઘરઘર ફરી ઉઘરાવી લાવ્યો છું, બાપા હો! આ આવ્યો.'

અમરબાઈને સાદ દીધો:

'અમરબાઈ મા! અહીં આવ, બાપુ!'

અમરબાઈ આવી ઊભાં રહ્યાં.

'જો બાપ! આ રામરોટીની ઝોળીમાંથી ખીચડી, ધાન, જાર, બાજરા, બંટીના રોટલા એ બધું નોખું પાડજે મા! અને ઓલ્યો બુઢ્ઢો કાલ્યનો રાડયું પાડે છે એના સારુ રોટલાનો ભૂકો કરી વાળજે.'

'કરું છું બાપુ!'

'ઓલી રગતપીતિયણ ડોશીમા સારુ લીમડાનાં પાન પાણીમાં પલાળ્યાં છે?'

'હા, ઈ પાણીવાળું ઠામ ઓસરીમાં પડ્યું છે.'

'લ્યો, તેં હું ડોશીનાં પરુ ધોઈ આવું. તમે ત્યાં મૂંડિયાંઓ માટે વાળુની તૈયારી કરો.' કહી દેવીદાસ પરસાળમાં રક્તપિત્તના રોગે પિલાતી ડોશી પાસે ગયા અને ત્યાં જઈ લીમડાનાં પાનના પાણીથી ડોશીનાં લોહી-પરુ સાફ કરવા માંડ્યાં. સાફ કરતાં કરતાં ડોશી ચીસો પાડતી હતી:

'એ દેવીદાસ! મારાથી પીડા વેઠાતી નથી!'

'અરે મા! એટલી વારમાં રડવા માંડ્યાં! જુઓ, ગંધાતું લોહી-પરુ હું હમણાં ધોઈ નાખું.'

'ભગવાન મને ઝટ મોત દીયે.'

'હવે તે કાંઈ તમને મરવા થોડાં જ દઈશ, ડોશી! તમને તો સાજાં કર્યે જ છૂટકો. તમે વહ્યાં જાવ તો પછી

હું મા કેને કહું? મને મા વગરનો કરવો છે?'

'સગા દીકરાઓએ, કુટુંબીઓએ, રક્તપિત્તિયણ જાણી તજી દીધી, દેવદાસ બાપુ! તમે કયા નાતે મારી ચાકરી કરો છો?'

'ધર્મના નાતે, મા! માણસની સેવા કરવાનો માણસનો ધર્મ છે એ નાતે; અને માણસમાંથી આ સેવાધર્મ વહ્યો જાશે, તે દિ' આ પૃથ્વી માથે દટ્ટણપટ્ટણ જાણજો. સમદરનાં પાણીમાં તે દિ' આ ધરતી ગરકોળાઈ જાવી જો'વે.'

ઊશીને ફોસલાવી ફોસલાવી, તેનાં લોહી–પરુ સાફ કર્યાં પછી બીજી એક પથારીમાં લીમડાનાં પાન પાથરી તેમાં તેને સુવડાવી દીધી. પછી ભગત બીજા રોગી પાસે ગયા.

'કાં કેમ છો, સામતા!' ગૂમડાથી ખવાઈ ગયેલા એક પગવાળા આ વાઘરીના છોકરાને દેવદાસ પૂછતા હતા.

'બાપુ! પગે માખીઓ બેસે છે, સખ કરવા દેતી નથી.'

'જોઉં તારો પગ!'

વાઘરીના છોકરે પગ સરખો કર્યો.

'આમાં ફેર પડતો આવે છે એલા!'

'પણ હું લૂલો થઈ ગ્યો!'

'લૂલો તો થયો, પણ જીવતો રહ્યો, ભા! હું રામરોટી લઈને આવતો હતો. તેં, ખેતરમાં પડ્યો પડ્યો ચીસો નાખતો'તો ગાયના વાછરુની જેમ. હું તને ખંભે નાખી અહીં લઈ આવ્યો હતો.'

જગ્યાના એક પછી એક આવા બધાય રોગીઓની સંભાળ લઈ, તેમનાં ગંધાતાં લોહી–પરુ લૂછી, પછી જગ્યાના કૂવામાંથી ડોલ કાઢી, ગામડાના મારગથી રજોટાયેલ હાથ-

પગ-મોં ધોઈ અમરબાઈને કહ્યું :

'મા !'

'હું, બાપુ !'

'જરા બહાર ઊભા રહી ત્રણવાર સાદ નાખી દોને કે, કોઈ સાધુ-સંત, અભ્યાગત હોય તે 'રામરોટી' જમવા પધારે.'

અમરબાઈએ ત્રણ વાર સાદ દીધા, અને જવાબમાં પાંચ છ, રગળુ સાધુઓ, કોઈ એક પગે લૂલા, ઘોડીના ટેકણુથી ચાલતા, કોઈ ખભે ઝોળીવાળા, કોઈ ચીપિયા-વાળા, કોઈ હાથમાં સાફીસોતી ચલમવાળા સાધુઓ આવી, ઝાંખા દીવાને અજવાળે ઓશરીમાં બેસી ગયા. દેવીદાસ તેને પડખે બેસી સૌના ભાણામાં ધાન અને ખીચડીના લોંદા, રોટલાનાં બટકાં તથા ગાજર-મરચાંના આથણાંની એકેક ચીર મૂકી દીધી. અને સાધુઓ 'સંતો હરિહર' કરતા ખાવા માંડ્યા.

પછી દેવીદાસજીએ સાદ દીધો :

'મા !'

'બાપુ !'

'પરસાળમાં ઓલી ડોશીમાને પૂછી આવોને કે તારે શું ખાવું છે?'

થોડીવારે અમરબાઈ પૂછીને આવ્યાં :

'કહે છે કે, દૂધ-રોટલો ચોળીને ખાવો છે.'

'ઠીક, તેં'ચે આપી આવો ને ! ઓલ્યા બુઢ્ઢા સારુ બીજો રોટલો ચોળશું !'

'પણ ડોશીએ કહ્યું છે–'

'શું?'

'દેવીદાસ બાપુ પંડ્યે જ મને દૂધ–રોટલો પાવા આવે!'

'અરે ડોશી! અરે ડોશી! ભલે હું જઈશ, પણ અભ્યાગતોને તો ખાઈ લેવા દેશું ને?'

'ખાવા સારુ તો રાડ્યું નાખે છે ડોશી!'

'ઠીક, હવે ઓલ્યા વાઘરીના છોકરા સામલાને પૂછી આવો ને કે, તારે અહીં ખાવું છે કે ત્યાં આપી જઈએ! અને શું ખાવું છે?'

વળી અમરબાઈ વણથંભ્યાં, પાછાં વળ્યાં, જરા વારમાં પૂછીને આવ્યાં:

'બાપુ! સામલોતો કહે છે કે, મારે તો અહીં બેસીને ખાવું છે.'

'શું?'

'ખીચડી.'

'ઓલ્યા દેવકરણ લુહાણાના ઘરની ખીચડી એને આપી આવો! નોખી કાઢી મેલી છે ઈ.'

અભ્યાગતો જમી રહ્યાં. દેવીદાસે બધાયનાં ઠામ તથા એંઠ ઉસરડી, તે બધું ઉપાડી જગ્યાના કૂવાના થાળામાં લઈ ગયા. પછી પાણીની ડોલ કાઢી, રાખથી ઘસી બધાંય ઠામ સાફ કરી, ઊંધાં વાળી જેવા અંદર આવ્યા કે એક સાધુ બોલ્યો:

'દેવીદાસ! ઈધર રાતભર ઠહરના હય?'

'ખુશીથી રો બાપલા! તમારું જ છે!'

'ઔર હમકુ ભી.'

'હમકુ ભી.' કહેતા જમી પરવારેલા, રાતના

આ અંધારામાં સામે ગામ જવા કરતાં અહીં જ રહેવાનું ઉચિત માન્યું.

દેવીદાસે બધાયને સૂવાની જગ્યા બતાવી દીધી. પોતે બટકુંક રોટલો ખાઈ લીધો અને ખાઈને ખીંટીએથી એકતારો ઉતારી ખોળામાં લઈ, હાથે મંજીરાં વીંટાળી ગાવા માંડ્યા :

ગુરુ મેટ દિયો જન્મ-મરના,
સ્વામી ! આયા મૈં તુમ શરના. (ટેક)
બચન ગુરુકા, સદા સોહાગી, શ્રવણુ કીયે સબ ભ્રમણા ભાગી;
મોહનિશાસે ઝબકી જાગી, સ્વપ્નમાયા સબ ત્યાગી. ...સ્વામી૦
અસંખ્ય જુગો કી હુઈ ઓરખાઈ, આજ મેરમ મીલના આઈ;
સોહં શબ્દ મેં સાન ઠહરાઈ, ગગનઘર પર જાઈ. ...સ્વામી૦
પાપ પકવ અબ ભયા પૂર્વકા, હેત ધરી સબ હરના;
આજ કાલકા દીર્ઘ કાલકા, ખામી ખાક જ કરના. ...સ્વામી૦
અવશ મન તાકો વશ કીના, એકે આત્મ બ્રહ્મ ચીના;
હરિ સાહેબ ગુરુ રંગભીના, ચરણુ શરણુ જબ લીના. ...સ્વામી૦

તારલિયાના આભલે ચમકતા આભના ચંદરવા હેઠળ દેવીદાસે ભજનો ગાયા જ કર્યાં અને ત્યારે અભ્યાગતો, દુખિયાંઓ, રોગીઓ બધાં જંપી ગયાં હતાં. થોડે દૂર ગરવાની ટૂંક જાણે હોંકારા દેતી હતી. ખીલે બાંધેલી વાછરુનો ભાર ડોક પર ઝીલતી ઉઘાડી આંખે જગ્યાની ગવતરી આ ભજન સાંભળતી હતી.

ભજન ગાઈ એકતારો ને મંજીરાં ખીંટીએ ભેરવ્યાં. પછી ગાયને નીરણુ નાખી દેવીદાસ પથારીમાં કાગાનીંદર કરવા પડ્યા.

[ ૨ ]

દેવીદાસ નામે આ સેવાવ્રતનો યોગી જાતનો રબારી હતો. બાપનું નામ જીવો. જીવો રબારી ગીરકાંઠાના મુંજિયાસર નામે ગામમાં રહેતા. ગાયો, ભેંસો, ગાડર, બકરાં, ઊંટ વગેરે માલ રાખતા, પણ કમભાગી સૌરાષ્ટ્ર પર વારંવાર દુષ્કાળ પડતા રહ્યા. એવા એક સંવત ૧૮૮૧ના દુષ્કાળમાં જીવાએ માલ લઈ ગિરનારની તળેટીમાં બીલખાની નજીક રામનાથને નાકે મુકામ કર્યો.

રામનાથનું મંદિર તે કાળે ગીચ ઝાડી વચ્ચે વીંટળાયેલું હતું. પગથિયાં બંધાયાં નહોતાં. લોકોનો અવરજવર ઓછો હતો. રામનાથની આવી વિકટ અને સૂનકાર જગ્યામાં થોડા સાધુઓ રહેતા. એમાં જયરામગરજી નામે સાધુ તે બધાયના ગુરુ હતા.

જયરામગરજી બહુ નાની ઉંમરમાં ત્યાં આવી વસ્યા હતા. પછી તેમણે નજીકના ગધેસીંગ નામના ડુંગરા ઉપર વસતા એક ફકીર નુરશાનો સત્સંગ સાધ્યો હતો અને તેની મદદથી યોગાભ્યાસ કર્યો હતો.

જીવા રબારી આવડો મોટો માલધારી હતો; છતાં કાંઈ સંતાન ન હતું, એથી એણે જયરામગરજીની સેવા કરવા માંડી. જીવાને સંતાન થયુ, તેનુ નામ તેણે દેવો રાખ્યુ.

દેવે ઉંમરલાયક થતાં તેના જીવનમાં ગિરનારની છાંયામાં રહેતા આવા જયરામગરજી અને નુરશા સમા સંત ઓલિયાઓના સહવાસથી 'જનસેવા એ પ્રભુસેવા'નો મર્મ દેવાના જીવનમાં વણાઈ ગયો. અને સંસાર માંડ્યા પછી બે દીકરાના બાપ બનીને દેવાએ સૌરાષ્ટ્રનાં

દુઃખિયાંઓ, રોગીઓ, રક્તપિત્તિયાંઓ અને ત્યજાયેલાંઓ માટે આ સંતોની આજ્ઞા મુજબ પરબવાવડીની જગ્યા સ્થાપી. અહીંયાં પૂર્વે સરભંગ મુનિનો આશ્રમ હતો.

સેવાવ્રતના દીક્ષાધારી માટે ત્યારે સૌરાષ્ટ્રમાં મોટા મોટા ગિરનારવાસી અવધૂતોની મંજૂરીની જરૂર રહેતી. તેમનાં શીલ, જોમ અને તમન્નાની આકરી કસોટી આ અવધૂતો કરી લે, ત્યાર પછી જ તેનાથી વસ્તી વચ્ચે સેવાની મઢૂલી બાંધી બેસાતું. સેવાવ્રત માટે શારીરિક કૌવત એક પ્રધાન વસ્તુ ગણાતી અને તેવા નવદીક્ષિત માટે ગિરનારની સાત પરકમ્માઓ કરવાનો આદેશ હતો. દેવીદાસ શીલ જોમ અને ધગશની પરીક્ષામાં પસાર થયા અને પછી ગરવાદેવની સાત પરકમ્માઓ બાકી હતી તે પણ તેમણે ઉઘાડા આભ હેઠળ પૂરી કરી. આ પરકમ્માઓમાં તેને એક લાભ થયો. ગિરનારમાં પથરાયેલી, ઔષધમાં ખપ લાગે તેવી સંજીવની સમી નોખનોખી વનસ્પતિ, વેલા અને વનરાઈનો પરિચય થયો અને આ માહિતી રોગીઓની માવજતમાં કામ લાગી.

આ બધીયે આકરી પરીક્ષાઓ ઉપરાંત આ સેવાવ્રતધારીને એક અચૂક આજ્ઞા હતી : તે આજ્ઞા 'અપરિગ્રહી' બનવાની–જગ્યાના નામે કશોય સંગ્રહ, સંચય કે ગામગરાસ નહીં સ્વીકારવાની.

સૌરાષ્ટ્રની ધરા પર કયા સ્થળે આવી સેવામઢૂલી બાંધવાની છે, તેનો આદેશ પણ ગિરનારની ટૂંક પરથી મળતો; એટલે દેવીદાસને પણ સોરઠના વાવડી ગામની હદમાં જ્યાં શ્રી દત્તાત્રયનો ધૂણો છે અને સંત જસા વોળદાન-

ની સમાધ છે, ત્યાં જગ્યા બાંધવાનો આદેશ મળ્યો.

દેવીદાસજીએ આ જગ્યા બાંધ્યા પછી અમરબાઈ નામે એક આયર કન્યા તેની સાસુ ભેળી સાસરે જતી હતી: તેઓ અહીં ટીમણ કરવા ઊતર્યાં. અમરબાઈએ તેટલા સમયમાં દેવીદાસને આ રક્તપિત્તિયાંની, રોગિયલોની એકનિષ્ઠાથી સેવા કરતા જોયા. તેના મોંમાં, માતૃભાવે બટકું રોટલો પૂરતા અને ગવતરીની ચાકરી કરતા જોઈ, પરભવના કોઈ શુભ કર્માનુસાર અમરબાઈ સાસરે ન જતાં આ સેવાયજ્ઞમાં શામેલ બનવા, તેની સાસુ તથા સ્વામીને છોડીને અધવચ્ચેથી આ જગ્યામાં ઊતરી પડી.

બેશક, દેવીદાસે બાઈને પાછી જવા ખૂબખૂબ વીનવેલ, પણ બાઈ માની નહીં. અમરબાઈનાં આયર સાસરિયાં આ દિન્નો શેં ભૂલે ? દેવીદાસને ખતમ કરી નાખવાનો તેમનો ઘણાં દિવસનો નિર્ણય હતો. પણ પ્રજાપ્રિય આ સંતને તેઓ એકદમ તો કંઈ કરી શકે તેમ હતાં નહિ. એટલે એક દિવસ અમરબાઈ ગામડામાં, રામરોટી ઉઘરાવવા ગયાં ત્યારે પછવાડેથી તેઓ દેવીદાસને આંખે પાટા બાંધી ઉપાડી ગયા.

સાંજે અમરબાઈ જગ્યામાં આવી જુએ છે તો દેવીદાસ બાપુ ન મળે. તેણે માન્યું, ક્યાંક આઘાપાછા ગયા હશે. વળી સમય ગયો, તોય ન આવ્યા. રાતનાં અંધારાં અવની પર પથરાઈ ગયાં તોય ન આવ્યા, એટલે અમરબાઈને ચિંતા થઈ.

રાતે તેમણે રોજના નિયમ મુજબ, ત્રણ વાર સાદ કર્યો, સાધુઓને રામરોટી જમાડી, રોગયલોને વાળુ કરાવી

ગાય દોહી.

બીજા દિવસનુ સવાર થયું. તે દિવસ પણ પસાર થયો. રજનીનો અંધકાર પ્રસરી ગયો તોય દેવીદાસજી ન આવ્યા. ત્રીજા દિવસનું પરોઢ ઊઘડ્યું. મધ્યાહ્ન થયા, સાંજ પડી તોય ન આવ્યા. સ્થાનકમાં દીવે વાટ ચડી અને તેના અજવાળામાં બેઠી બેઠી અમરબાઈ દેવીદાસની વાટ જુએ છે ત્યાં જગ્યામાં કોઈકનાં પગલાંનો અવાજ આવ્યો. અમરબાઈ ઊભી થઈ, જોયું તો અંધારામાં લાંબી કફનીવાળા બે આદમી દેખાયા, બેઉના ખભા પર બે મોટી ડાંગોમાં લટકાવેલી એક લાંબી ઝોળી હતી, ઝોળીનું કપડું પણ લોહીવાળું થયેલું હતું.

'મા!' આવનારમાંથી એક બોલ્યો, તેના બોલવાપરથી લાગતું હતું કે, તેના મોંમાં એકેય દાંત ન હતો: 'આને સમાલી લે.'

કહી ઝોળી નીચે ઉતારી, દૂર ઊભા રહ્યા. અમરબાઈએ ઝોળીમાં જોયું તો મારથી લોહીલોહાણ થયેલા દેવીદાસ સૂતા હતા.

'ઓર મા! ઈસકી કોઈ દવાદારૂ નહીં કરના! સીર્ફ દો ભજન બોલના.' બે માંહેનો એક બોલ્યો.

અને લાંબી ડાંગોના અવાજ કરતા, થોડીવારમાં તેઓ પાછા જગ્યા બહાર અંધારામાં ગાયબ થઈ ગયા. ક્યાંય સુધી એમનાં પગલાંનો અને ધીમા બોલવાનો, અને જમીન પર પછડાતી ડાંગોનો થતો અવાજ અમરબાઈ સાંભળતી રહી.

થોડીવારે દેવીદાસે આંખો ખોલી જોયું તો સામે અમરબાઈ ઊભાં છે.

'મા! બોલ્યા બેય ક્યાં ગયા?'

'બે કોણ?'

'હે! તેં ન ઓળખ્યા?'

'ના!'

'ઠીક, સેવાની ઓળખાણ તો મોટાઈ માટનારા કરે, આ તો પ્રભુના બંદાઓ. ક્યાંય એમ ઓળખાણ આપતા હશે કે, અમે એક ઘવાયેલાને ઉપાડવાનું સમર્થ કામ કર્યું! અરે, એવો ગર્વ કરવો એ તો પામરનું કામ છે. ઈ સમર્થો આવો ગર્વ ન કરે.'

'મને તો એની ઓળખાણ આપો, દેવદાસબાપુ!'

'એક હતા સાંઈ તુરશા અને બીજા હતા મારા ગુરુ જમિયલશા (જયરામગરજી).'

'તમને અહીં કેમ કરતાં મૂકવા આવ્યા? તમે આટલા દિવસ ક્યાં ગયા હતા? તમને આ માર કોણે માર્યો?'

'ઈ વાત લાંબી છે મા! મને જરા ઊભો થઈ અંદર બેસવા દે.'

ઝોળીમાંથી, મહામુસીબતે ઊભા થતાં થતાં, દેવીદાસની જોરાવર કાયા થરથર ધ્રૂજતી હતી. હાથ, મોં, ખભા અને પગમાંથી લોહી વહ્યાં જતાં હતાં.

ઓશરીમાં જઈ દેવીદાસે બેઠા પછી કહ્યું:

'અમરબાઈમા! અહીં આવો!'

અમરબાઈ ઓશરીમાં ગયાં.

'મને કોણે માર્યું એમ પૂછતાં હતાં ને?'

'હા!'

'જેનો મારવાનો હક્ક હતો એણે માર્યો !'

'સમજાય એવું બોલો બાપુ ! અને સાચું કહો.'

'સાચું કહું છું મા ! જેને મારવાનો હક્ક હતો એણે જ માર્યો !'

'ચોખ્ખું કહો.'

'તારા સાસરિયાંઓએ !'

'મારાં સાસરિયાંઓએ ! કજાતે ! તમે એનું શું બગાડ્યું હતું !'

'મા ! એને કવેણ ન કહીએ, વળી એ દુભાય એવું થયુ છે ના ?'

'શું ?'

'આણે જતી જુવાન વહુવારુ આમ વગડાની એકાંત જગ્યામાં ઊતરી બેસી જાય, એની દાઝ તો હોય જ ને !'

'એનુ કયાં ભલું થશે ?'

'ભલું જ થશે મા ! આપણા કટકા કરી નાખનાર-નુંય ભલું વાંછવું જોવે. આ મોંથી કોઈનુંય ખરાબ બોલાઈ જાય તો, થયેલી સેવા બધીયે ધોવાઈ જાય છે. ખરાબ સખુન ઉચ્ચારવામાં મહાદોષ છે મા !'

'દેવીદાસ બાપુ !'

'હં મા !'

'મને આજ્ઞા આપો.'

'શાની ?'

'મારે ફરિયાદ કરવી છે !'

'કેના પર ?'

'તમને મારનારાઓ ઉપર !'

'નથી કરવી!'

'કરવી છે. તમને–હરિના ટેલવાને આ વગરવાંકે મારેલ માર મારાથી જોઈ શકાતો નથી.'

'મા! આ કાયા તો આમેય ગંધારી છે ને? આમેય એક વખત તો એ સળગતાં લાકડાં વચ્ચે જવાની છે!'

'મારે એવી વાતો નથી સાંભળવી ને ફરિયાદ નોંધાવવી છે.'

'પણ હું પોતે જ કહીશ કે, મને કોઈએ નથી માર્યું', તો?'

'અરરર!'

'ખરું છે મા! સાધુઓને વળી ફરિયાદ શું ને વાત શું?'

'આવડો જુલમ થાય!?'

'તને ખબર છે! જમાલશા ને નૂરશા તને શું કહી ગયા?'

'કહી ગયા કે, આનાં દવાદારૂ કરશો માં, એ ભજન સંભળાવજો.'

'બસ ત્યારે, એ જ અકળ પંથીઓના પંથ માંહેનો હું છું. જે સંતો આટલો માર સહેનાર દેહ પર દવા ચોપડવાનીયે ના કહે, તે ગુરુના ચેલાથી–મારાથી પોલીસમાં ફરિયાદ થાય ખરી કે?'

અમરબાઈ ચૂપ થઈ ગયાં.

બીજે દિવસે લાકડીના ટેકે, દેવીદાસ ઊઠ્યા અને અમરબાઈને કહ્યું.

'મા, હરિના બાળને દાતણ કરાવીએ!'

'તમે બેસો બાપુ ! હું કરાવી લઈશ !'

'ના, મા ! એની દુઆથી તો આ દેહ ઝટ સાજો થશે, એની સેવારૂપ ઔષધિ આ તો શું પણ મોટા મોટા રોગો મટાડી શકે છે !'

દેવીદાસ બાપુએ અને અમરબાઈએ સૌ આજારો તથા સાધુ સંતોને દાતણ કરાવ્યાં. ત્યાં દૂરથી આપા શાદુળનો અવાજ આવ્યો.

શાદુળ ભેંસાણના કાઠી આલા ખુમાણનો દીકરો હતો. જગ્યામાં ટેલવો થયો હતો.

'અમરબાઈમા ! દેવીદાસ બાપુના કાંઈ વાવડ ?'

આ અવાજ ભેળા દેવીદાસે અમરબાઈને કહ્યું.

'અમરબાઈ ! મેં તમને વાત કરી તે શાદુળને કહેશો મા !'

'કાં ?'

'કાઠીનો દીકરો છે. અબઘડી ત્યાં ઊપડશે અને કટકા થઈ જાશે, મહાપાતક લાગશે.'

'નહીં કહું !'

અને શાદુળ ઢૂકડો આવ્યો, દેવીદાસ બાપુને જોતાં બોલ્યો :

'આટલા દિવસ કયાં ગયા હતા, બાપુ ?'

'ગિરનારમાં શાદુળ ! મારા ગુરુ જમિયલશા પાસે !'

'ડીલ ઉપર આટલું બધું લોહી અને ઉઝરડા કાં ?'

'પાછા વળતાં પગ લપસી ગયો અને ગડથોલું ખાઈ ગયો, ને કોક બિચારા ગાડામાં ઘાલી અહીં નાખી ગ્યા.'

શાદુળે વધુ ન પૂછ્યું.

બીજે દિવસે શાદુળ તથા અમરબાઈને દેવીદાસે બોલાવ્યાં:

'બાપ શાદુળ! અહીં આવો!'

બેઉ દેવીદાસની પાસે આવી બેઠાં, દેવીદાસે વાત આગળ ચલાવી:

'ચમકશો મા! આજ મારે તમારી પાસે એક નિગૂઢ વાત કરી નાખવી છે.'

આટલું બોલી દેવીદાસે પોતાના મોં પર કાયમ બાંધી રાખતા તે બુકાની છોડી નાખી. પછી મોંની ચામડી ઉપર ચામડીના જેટલું જ એક પાતળું પડ ઉખેડવા માંડ્યું, અને એ પાતળું પડ ઊખડી જતાં, સંતના સીસમ જેવા કાળા મોં પર પરુના સફેદ ટશિયા ફૂટ્યા, બુકાની નીચેના હોઠની કિનારી થોડી ખવાઈ ગયેલી લાગી. પછી તે બોલ્યા:

'જોયું?'

જોનારાં બેઉ હેબત ખાઈ ગયાં.

'તમે ને બીજાં સૌ એમ માનતાં હશો કે, દેવીદાસ તો મહાન ચમત્કારી પુરુષ છે, પણ તેવું નથી. હું તો સામાન્ય દેવો રબારી છું. આ કાયાનો સદુપયોગ કરવા અહીં બેઠો છું; કારણ કે આ દુર્ગંધ મારતા સડેલી કાયા, એક દી નાશ પામવાની છે, તો તેનો સદુપયોગ કાં ન કરી લેવો? લોકોએ તરછોડેલાં, રગતપિત્તિયા, કોઢિયાં ને રોગિયલોને ઝોળીમાં ઘાલી ઘાલી હું અહીં લઈ આવ્યો, તેમની સેવા કરી, કાયાનો સદુપયોગ કર્યો. બાકી, હું તો એક પામર જીવ છું.' કહી પાતળા પોપડા ફરી ચામડી પર દાબી દીધા અને ફરી તેના પર બુકાની બાંધી લીધી.

'આજે આવો છું, પણ છ મહિના પછી તમે મારું મોં જોઈ ભડકીને ભાગશો. રગતપિત્તિયાંઓની–કોઢિયાંઓની મને ઝાળ લાગી ગઈ છે, માટે જ મેં તમને બેઉને આ રોગીઓની સેવાથી દૂર રાખ્યાં છે.'

બેઉ આભાં બની ગયાં, કાયાના સદુપયોગની આ નવી ફિલસૂફી તે બેઉ પાસે રજૂ થતી હતી.

'ને બીજી વાત!'

બેઉએ કાન દીધા.

'મારે સમાધ લેવી છે.'

'સમાધ!'

'હા, બસ. હવે આ ધરતી પર ઝાઝું રહેવા ઇચ્છા નથી.'

'બાપુ!' અમરબાઈ બોલ્યાં :

'મારેય ભેળું આવવું છે!'

'પાકો વિચાર કર્યો?'

'પાકો!'

'ભલે ત્યારે, બાપ શાદુળ! બેયની કંકોતરિયું ભેળી લખો.'

'બાપુ! અમરબાઈ મા! કાંઈ મુહૂરત જોવડાવવું? કોઈની રજા?'

'અરે બાપ! આવા સારા કામમાં જ્યારે નીકળવું હોય ત્યારે સારું જ મુહૂરત હોય છે અને પરમ પિતાની છાયામાં જવા માટે કેની રજા લેવાની હોય? એક દિવસ સૌને ભેળું થવાનું જ છે ને!'

'મને કાંઈ આજ્ઞા?'

'તમને આજ્ઞા છેવટ જતી વખતે કરીશ, અત્યારે

સૌને ઝટ કંકોતરી લખો, ખેપિયા મોકલો.'

દેવીદાસની આજ્ઞા મુજબ સૌરાષ્ટ્ર તથા ગિરનારના ગેબના સંતોને કંકોતરિયું—સમાચાર આપવા ખેપિયા રવાના થયા. સૌરાષ્ટ્રમાં ચોમેર સમાચાર પ્રસરી ગયા. પાસે બેસી રોજ રોજ રામરોટી ખવડાવેલા સાધુઓનાં ટોળાંનેય ખબર પડી કે, 'દેવીદાસ ઔર અમરમા સમાધ લેને વાલે હૈ.' તો એ બધા પણ 'બડી સુપાતર મૂરતિ હૈ, ચલો દરશન કરને કું.' કહેતા પરબવાવડી ભણી ઊપડ્યા. .

મૃત્યુના આ મહા ઉત્સવ પર છ હજાર સાધુ—સંતો મળ્યા. દેવીદાસ બાપુ તથા અમરબાઈએ જાતે આ છ યે હજાર અતિથિઓ માટે ઘઉંનું ભરડકું બાફ્યું. સૌને હાથે જમાડ્યા. આખી રાત ભજન ગાયાં. દેવીદાસે પણ છેવટનાં એકતારો ખોળામાં લઈ ગાયું:

શામળાજી ! નામ અનામ તમારું.
અનામ મનુખ અવતાર અમારો,
લખચોરાશી ચરતો ને ફરતો;
જીવતો જીવતો જીવ ગણીને,
બાંય ગ્રહાવી બોલાવ્યો:
બોલાવીને બોલાવ્યો, સોંપ્યું શામળા નામ તમારું.
લખાવ્યા લેખ મનખના વેખ, સંસાર મધ્યે હતું સારું,
ચંદ્રપે ઊજળું સૂરપે નરમળું અડસઠ તીરથ ઉપરાંત;
કોટ જગતનાં જગત, વહ્યા ગયાં,
તોય નામ નત્ય, નવું ને નવું.
પ્રાણ યે પ્રજળું, એકાદશી યે નરમળું
રધમાં સધમાં, નવનધથી અકળસ્વરૂપી,
જોગ તે ભગતના હેતમાં, મકતા ને મકતું.

છયે હજાર માનવોએ અમરપંથે વિદાય લેતા આ સંત દેવીદાસની છેલ્લી વારની વાણી સાંભળી લીધી.

બીજા દિવસનું પ્રભાત થયું. સંત જસા વેળદાનની સમાધની બાજુમાં બે ખાડા ખોદાયા.

. સહુ સંતોના વૃંદને, અમરબાઈ તથા દેવીદાસ બાપુએ 'સીતારામ, સીતારામ' કહી વંદના કરી, આશીર્વાદ લીધા.

પછી બેઉ ખાડામાં ઊતર્યા. સામસામાં બેઠાં અને દેવીદાસે શાદુલને બોલાવી કહ્યું:

'બાપ! તને કહેવા જેવું તો તેં મારા જીવતમાંથી બધુંય જોઈ લીધું છે. હવે છેવટનું ફરીવાર મોઢે કહેતો જાઉં: ભૂખ્યાને અન્ન આપવાનું અને રોગિયલની ચાકરી કરવાનું ભૂલીશ મા. તેમ કરતાં, મનમાં જરાય મોટપને અંદર પ્રવેશવા દઈશ નહીં. બધાય ધર્મનો સાર આટલો છે. બસ, હવે ધૂળ વાળવા માંડો.'

આટલું બોલી, અમરબાઈ તથા દેવીદાસે સૌ માનવવૃંદ સામે બે હાથ જોડ્યા. એક બાજુ સંતો પ્રભુ–પદ ગાતા, બીજા સંતો રામ, રામ કરતા કરતા, દેવીદાસ તથા અમરબાઈના દેહ પર ખાડામાં ધૂળ વાળવા માંડ્યા અને થોડીવારમાં તો એ મહાપંથના બેઉ યાત્રીઓના દેહ ધૂળથી ઢંકાઈ ગયા. જનસમુદાય સઘળો મૌન હતો. ફક્ત ગગનના ઘુમ્મટ હેઠળ અધૂરું રહી ગયેલ, ભજન પૂરું થવાનો, એકતારાનો ઝણઝણાટ અને મંજીરાનો રવ સંભળાતો હતો:

દૂર દૂર ગરવાના હૈયા પર એના પડઘા ઊઠતા હતા.

★

## ધાર્મિક-સામાજિક-નીતિવિષયક

| પુસ્તક | કિંમત |
|---|---|
| સુભાષિતરત્નભાંડાગાર | ૧૦-૦૦ |
| મનુસ્મૃતિ . | ૪-૫૦ |
| બાલવિલાસ ... | ૧-૫૦ |
| હિંદુધર્મની બાળપોથી | ૦-૬૨ |
| વિદુરનીતિ ... | ૧-૦૦ |
| તુલસીસતસઇ ... | ૧-૫૦ |
| સંતોની અનુભવ-વાણી | ૧-૫૦ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર | ૦-૭૫ |
| સુભાષિત નીતિમંજરી | ૧-૫૦ |
| નીતિશિક્ષણ ... | ૧-૫૦ |
| અંતર-નિરીક્ષણ ... | ૧-૦૦ |
| વાટના દીવડા ... | ૧-૫૦ |
| વૃદ્ધચાણક્ય નીતિસમુચ્ચય | ૦-૪૦ |
| યક્ષ ને યુધિષ્ઠિર ... | ૦-૬૦ |
| આત્મચિંતન .. | ૦-૬૦ |
| વ્યવહારમાળા ... | ૦-૫૦ |
| વિજ્ઞાનશતક ... | ૦-૫૦ |
| નીતિશતક ... | ૦-૩૦ |
| વૈરાગ્યશતક ... | ૦-૩૭ |
| નવસંહિતા ... | ૦-૩૭ |
| સંતોષસુરતરુ ... | ૦-૩૦ |
| સ્ફુરણાવલી ... | ૦-૨૫ |
| સો મૂર્ખોનાં લક્ષણો | ૦-૨૦ |

## ગીતાવિષયક

| પુસ્તક | કિંમત |
|---|---|
| ભગવદ્ગીતા-પુરુષાર્થબોધિની ટીકા | ૧૨-૫૦ |
| ભગવદ્ગીતા શાંકરભાષ્ય | ૪-૦૦ |
| ભગવદ્ગીતા (નીલકંઠી) | ૩-૦૦ |
| શ્રીજ્ઞાનેશ્વરી ગીતા ... | ૫-૦૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા ... | ૧-૦૦ |
| ભગવદ્ગીતા (ગુટકો) | ૦-૪૦ |
| ,, ,, (પાકું) | ૦-૭૫ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા (શ્લોકો ગુજરાતી લિપિ) | ૦-૫૦ |
| ગીતામાં જીવનની કળા | ૩-૦૦ |
| પંચરત્નગીતા ... | ૧-૫૦ |
| શ્રી રામગીતા ... | ૧-૭૫ |
| જ્ઞાનસત્ર ગીતા ... | ૧-૨૫ |
| ઉત્તરગીતા ... | ૦-૩૭ |
| ગીતાપોથી ... | ૦-૩૭ |
| ગીતાસાર ... | ૦-૩૦ |
| ગીતાસંકલન ... | ૦-૧૯ |
| અવધૂતગીતા ... | ૧-૨૫ |
| અષ્ટાવક્રગીતા ... | ૦-૫૦ |
| પાંડવગીતા | [illegible] |

## સંતવાણી-ભજનો

| | | | |
|---|---|---|---|
| તુકારામગાથા (બે ગ્રંથોમાં) | ૬—૦૦ | ભક્ત કવિ રહીમ અને જમાલ ... | ૦—૨૫ |
| ભજનસાગર ભા. ૧-૨ | ૪—૦૦ | રવિ, ભાણ અને મોરાર સાહેબની વાણી | ૦—૨૫ |
| કબીરનાં આધ્યાત્મિક પદો | ૧—૨૫ | કેશવકૃતિ ... ... | ૦—૨૫ |
| ભજનસંગ્રહ ... | ૧—૦૦ | કવિ દીનદયાળગિરિ | ૦—૨૫ |
| મીરાંબાઈનાં ભજનો | ૦—૭૫ | કબીર સાહેબની સાખીઓ | ૦—૨૫ |
| નરસિંહ મહેતાનાં ભજનો | ૦—૭૫ | સંતકવિ નઝીર ... | ૦—૫૦ |
| પરિચિત પદસંગ્રહ .. | ૧—૭૫ | વૈતાલ કહે ... | ૦—૧૯ |
| દલપતરામની કવિતા | ૦—૭૫ | ગિરિધર કવિરાય ... | ૦—૧૯ |
| અખાની વાણી ... | ૩—૦૦ | દોહારત્નાવલિ | ૦—૧૯ |
| અખાના છપ્પા ... | ૧—૦૦ | ભક્ત સુરદાસનાં પદો | ૦—૪૦ |
| શામળના છપ્પા ... | ૦—૭૫ | ભોજા ભગતના ચાબખા | ૦—૩૭ |
| અક્ષરમાળા ... | ૦—૩૭ | ધીરા ભગતનાં પદો | ૦—૨૫ |
| શ્રીરામનામભજનાવલિ | ૦—૪૦ | કવિ ગંગ કહે ... | ૦—૨૦ |
| સાંખ્યસાર ને યોગસાર | ૦—૩૭ | સંત દાદૂ ... | ૦—૨૫ |
| ગોરખવાણી ... | ૦—૩૭ | તુલસીદાસની સાખીઓ | ૦—૨૫ |
| સો ભજનો ... | ૦—૩૭ | | |
| ઋષિરાજનાં પદો ... | ૦—૩૭ | | |
| પ્રબોધબાવની ... | ૦—૨૫ | | |

## દૃષ્ટાંતકથાઓ

| | | | |
|---|---|---|---|
| આદર્શ દૃષ્ટાંતમાળા-ભા.૨ | ૨—૫૦ | દૃષ્ટાંતશતક ... | ૧—૨૫ |
| શ્રી સુબોધરત્નાકર ... | ૧—૫૦ | બોધક વાર્તાઓ, ... | ૧—૫૦ |
| સુબોધ કથાસાગર | ૨—૦૦ | મહાપુરુષોના પ્રેરક જીવનપ્રસંગો | ૧—૫૦ |
| ધર્મકથાઓ ... | ૧—૫૦ | સંતોની ફૂલવાડી ... | ૦—૫૦ |
| સુબોધક કથાવાર્તાઓ | ૧—૫૦ | બોધદાયક કથાઓ... | ૧—૫૦ |

## સ્તોત્રો-પ્રાર્થના-માહાત્મ્ય

| | | | |
|---|---|---|---|
| મોહમુદ્ગર અને બીજાં દશ રત્નો ... | ૧–૦૦ | શિવમહિમ્નસ્તોત્ર ... | ૦–૫૦ |
| શતશ્લોકી અને બીજાં ચાર રત્નો ... | ૦–૭૫ | નિત્યપાઠ ... | ૧–૦૦ |
| સ્તોત્રસંગ્રહ .. | ૧–૦૦ | ઈશ્વરપ્રાર્થનામાળા | ૩–૦૦ |
| શ્રી દક્ષિણામૂર્તિસ્તોત્ર | ૧–૫૦ | ભીષ્મસ્તવરાજ ... | ૦–૧૫ |
| વિવેકચૂડામણિ ... | ૧–૦૦ | ગજેન્દ્રમોક્ષ ... | ૦–૩૭ |
| હસ્તામલકસ્તોત્ર ને વાક્યસુધા ... | ૦–૧૨ | હરિપાઠ ... ... | ૦–૧૫ |
| આત્મા-અનાત્માવિવેક | ૦–૩૫ | પ્રાતઃ અને સાયંકાળની પ્રાર્થનાઓ ... | ૦–૫૦ |
| પ્રશ્નોત્તરમાળા ને જીવન્મુક્ત-આનંદલહરી ... | ૦–૧૯ | નારાયણકવચ ... | ૦–૫૦ |
| મણિરત્નમાળા ... | ૧–૫૦ | કણ્ઠાભરણમ્ ... | ૦–૨૫ |
| સૌંદર્યલહરી ... | ૦–૪૦ | ભગવત્પ્રસાદ ... | ૦–૨૫ |
| શ્રીવિષ્ણુસહસ્રનામ... | ૦–૨૫ | હનુમાનચાલીસા ... | ૦–૦૬ |
| પ્રબોધસુધાકર ને તત્ત્વબોધ | ૦–૫૦ | શ્રીચંડીપાઠ ... | ૧–૫૦ |
| | | પુરુષોત્તમમાસમાહાત્મ્ય | ૨–૫૦ |
| | | શ્રી સત્યનારાયણની કથા | ૦–૭૫ |
| | | એકાદશીમાહાત્મ્ય ... | ૧–૫૦ |
| | | જપ અને નામસ્મરણ | ૧–૨૫ |

## નાટકો

| | | | |
|---|---|---|---|
| મુક્તધારા ... | ૧–૦૦ | સૌભાગ્યસુંદરી અને બીજાં નાટકોનું નવનીત | ૧–૫૦ |
| અંધારા રંગમહેલનો રાજા | ૧–૦૦ | ગોપીચંદ ( ત્રિઅંકી ) | ૦–૭૫ |
| ગુજરાતનાં નાટકો-ગીતોની સારીગમ *... | ૨–૫૦ | ભર્તૃહરિનિર્વેદ (નાટક) | ૦–૪૦ |
| આસમાની ચલ્લી ... | ૧–૫૦ | એકલવ્ય તથા બીજી બાલનાટિકાઓ | ૦–૩૧ |
| મંગલમંદિર ... | ૧–૦૦ | ગુજરાતની રંગભૂમિ | ૦–૩૭ |
| છોરુ કછોરુ ... | ૧–૦૦ | | |

## બાળોપયોગી

| | |
|---|---|
| શિશુસાથી-૧ ... | ૦-૧૫ |
| શિશુસાથી-૨ ... | ૦-૨૦ |
| શિશુસાથી-૩ ... | ૦-૧૨ |
| બાળકોની રીતભાત | ૦-૨૫ |
| બાળકોનો આનંદ | ૦-૨૦ |
| બાળકોના આચાર | ૦-૨૫ |
| સદ્બોધવાટિકા ... | ૦-૧૯ |
| દેશપાડો ... ... | ૦-૨૫ |
| ધાણીચણા ... | ૦-૩૦ |
| પ્રૌઢવાચનપોથી ... | ૦-૨૫ |
| પ્રૌઢવાચનપૂર્તિ ... | ૦-૨૫ |
| આકાશના તારા ... | ૦-૩૭ |
| વસંતનું આગમન ... | ૦-૨૫ |
| ભીમભાઈનું પડેરણ | ૦-૨૫ |
| અમારા માધવકાકા ... | ૦-૧૯ |
| વીર બાળાઓ ... | ૦-૩૫ |
| એક હતો શેઠ... ... | ૦-૨૫ |
| એક હતાં શેઠાણી... | ૦-૫૦ |
| વીર બાળકો ... | ૦-૪૦ |
| કુમાર કથાઓ ... | ૦-૫૦ |
| બાળકોની બોલચાલ | ૦-૨૫ |
| બાળકોના ગુણ ... | ૦-૨૫ |
| બાળકોની દિનચર્યા | ૦-૨૫ |
| બાળકોને બોધ ... | ૦-૨૫ |
| બાળકોનું આચરણ | ૦-૩૧ |
| બાળકોની વાતો-ભા. ૧ | ૦-૩૭ |
| રસપોળી ... | ૦-૨૫ |
| વાંચો, વિચારો ને અનુસરો | ૦-૭૫ |
| કચ્છુ અને ખચ્છુ ... | ૦-૩૭ |
| દેશી રમતો ... | ૧-૨૫ |
| બાળ રમતો ... | ૧-૦૦ |
| બાલરામાયણ ... | ૧-૨૫ |
| બાલભારત ... | ૧-૫૦ |
| બાલસદ્બોધ ... | ૦-૫૦ |
| ભગવાન બુદ્ધની વાતો | ૧-૦૦ |
| વિદ્યાર્થી... ... | ૦-૫૦ |
| સુબોધક નીતિકથાઓ | ૧-૦૦ |
| ધર્મની બાળપોથી... | ૦-૪૦ |
| બોધક જીવનપ્રસંગો | ૦-૫૦ |
| દયાળુ બાળકો ... | ૦-૩૭ |
| સદ્ગુણી પુત્રી .. | ૦-૪૦ |
| દયાળુ માતા ... | ૦-૨૫ |
| આદર્શ બાળકો ... | ૦-૩૭ |
| દુષ્યંત ને શકુંતલા | ૦-૩૭ |
| પ્રમાણિક બાળકો ... | ૦-૩૭ |
| સદ્ગુણી બાળકો ... | ૦-૭૫ |

રમૂજી વાર્તાઓ ... ૧-૨૫
ચાતુરીની વાતો ... ૧-૨૫
ઠંડા પહોરની વાતો ૦-૭૫
વડીલોની વાતો ... ૧-૦૦
ચમત્કારિક વાતો ... ૧-૫૦
નાની નાની વાતો... ૧-૫૦
સમીસાંજની વાતો ૦-૩૭
બાળ બટુક ... ૦-૫૦
સિંદબાદના સાહસો ૦-૫૦
પ્રેમપંથ-ભાગ ૧ ... ૦-૧૯
,, ભાગ ૨ ... ૦-૨૫
ઉખાણા ... ... ૦-૫૦
રમૂજી ટુચકા ... ૦-૫૦
ઇસપની બાલવાર્તાઓ ૧-૨૫
અરેબિયન નાઈટ્સ ૩-૦૦
ઉચ્ચ જીવન ... ૦-૨૫
સાહસકથાઓ ... ૦-૭૫
મહાભારતની નીતિકથાઓ ૧-૨૫
ભીમનાં પરાક્રમો ... ૧-૫૦
ગદાધારી ભીમ ... ૨-૫૦
વિશ્વની વિચિત્રતાઓ ૦-૭૫
વિધિના લેખ ને બીજી વાતો ૦-૩૫
જગતમાં જાણવા જેવું ૧-૦૦
સામાન્ય જ્ઞાન ... ૦-૩૭
હાસ્યતરંગ ... ૦-૭૫
પ્રકાશનાં પગલાં (સચિત્ર) ૦-૭૫
હિતોપદેશ ... ૧-૨૫
તંત્રકથા (અચિત્ર) ૧-૨૫
તંત્રકથા (સચિત્ર) ૧-૫૦
પૃથ્વીની કથા ... ૦-૭૫
કાકાનો સંજય ... ૧-૭૫
રાજર્ષિ ... ... ૨-૦૦
નીતિશિક્ષણ ... ૧-૫૦
બાળકોની નીતિશિક્ષા ૦-૫૦

## નિબંધાદિ ગદ્ય સાહિત્ય

મહાભારતમંજરી ... ૪-૦૦
અર્થતંત્રની આંટીઘૂંટી ૧-૦૦
આપણે ફરી ન વિચારીએ? ૨-૦૦
સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર ૩-૨૫
સંસારનાં સુખ ... ૨-૦૦
વ્યક્તિચિત્રો ... ૧-૫૦
શુભસંગ્રહ-ભા. ૨ જો ૩-૦૦
,, -ભા. ૯ મો ૩-૦૦
આત્મનિરીક્ષણ ... ૧-૦૦
પલટાતા રંગ ... ૧-૫૦
સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો ૧-૨૫
સાહિત્ય પ્રવેશિકા ... ૨-૫૦
સાહિત્ય પ્રારંભિકા ૧-૨૫
ગ્રામરચના ... ૧-૫૦
વ્યાયામ અને સૂર્યનમસ્કાર ૦-૬૨
ભારતીય શિલ્પકળા ૦-૩૭
હિંદુસ્થાની સંગીત ૦-૫૦

## જીવનચરિત્રો

| | |
|---|---|
| વીર દુર્ગાદાસ ... | ૧–૫૦ |
| સોરઠના સિદ્ધો ... | ૧–૫૦ |
| સૌરાષ્ટ્રના સંતો ... | ૧–૫૦ |
| સોરઠી સ્ત્રીસંતો ... | ૧–૨૫ |
| લક્ષ્મીબાઈ ... | ૦–૭૫ |
| શિવાજી છત્રપતિ ... | ૧–૫૦ |
| અકબર ... ... | ૧–૦૦ |
| બેન્જામિન ફ્રેંકલિન | ૧–૨૫ |
| બૂકર ટી. વૉશિંગ્ટન | ૧–૫૦ |
| જોન ઑફ આર્ક ... | ૦–૭૫ |
| પિતામહ ભીષ્મ ... | ૧–૦૦ |
| મહર્ષિ દયાનંદ ... | ૧–૫૦ |
| સ્વામી ભાસ્કરાનંદ | ૧–૨૫ |
| સ્વામી વિવેકાનંદ ... | ૧–૭૫ |
| સ્વામી સહજાનંદ .. | ૨–૦૦ |
| સંત તુકારામ ... | ૩–૦૦ |
| સાક્ષાત્કારને પંથે તુકારામ | ૨–૦૦ |
| સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદ ... | ૧–૩૭ |
| મહર્ષિ દધીચિ અને બીજાં બે આખ્યાનો... | ૦–૫૦ |
| સ્વામીશ્રી નિત્યાનંદ | ૦–૫૦ |
| ભક્તચરિત્ર ... | ૨–૦૦ |
| આદર્શ ચરિત્રસંગ્રહ (૨) | ૩–૦૦ |
| યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય | ૦–૬૦ |
| દત્ત શ્રીરામચંદ્ર અને નાગમહાશય ... | ૧–૦૦ |
| સંત જ્ઞાનેશ્વર અને મહાત્મા એકનાથ ... | ૦–૩૭ |
| ચૈતન્ય મહાપ્રભુ ... | ૧–૦૦ |
| મહાત્મા દાદૂ દયાળ | ૦–૫૦ |
| ગૌતમ બુદ્ધ ... | ૧–૫૦ |
| શ્રીમત્ શંકરાચાર્ય | ૧–૦૦ |
| મહાત્મા ટૉલ્સ્ટૉય ... | ૧–૨૫ |
| મીરાં દાસી જનમ જનમકી | ૦–૭૫ |
| સંતશિરોમણિ નામદેવ | ૦–૫૦ |
| ગુજરાતના ભક્તો... | ૦–૭૫ |
| પરમભક્ત પ્રહ્લાદ ને બીજાં આખ્યાનો | ૦–૫૦ |
| શુકદેવજી અને બીજાં આખ્યાનો ... | ૦–૫૦ |
| મેકણ દાદા ... | ૦–૫૦ |
| દેવર્ષિ નારદ ... | ૦–૩૧ |
| ભક્ત પીપાજી ... | ૦–૪૦ |
| સંત મૂળદાસ ... | ૦–૩૭ |
| શ્રીશુકદેવજી ... | ૦–૩૫ |
| ગોસ્વામી તુલસીદાસ | ૦–૩૭ |
| ભક્ત પ્રહ્લાદ ... | ૦–૪૦ |
| શ્રીરામકૃષ્ણ પરમહંસ | ૦–૪૦ |
| સુમુખ તથા નૃસિંહકુંવર (બે આખ્યાનો) | ૦–૩૭ |
| ધ્રુવાખ્યાન ... | ૦–૨૫ |
| શ્રીતૈલંગ સ્વામી ... | ૦–૨૫ |